બાલસાહિત્યના લબ્ધપ્રતિષ્ઠ લેખક, સંપાદક અને આગેવાન પ્રકાશક તરિકે શ્રી. નાગરદાસ પટેલનું નામ ખૂબ જાણીતું છે.

☆

એમનાં લખાણની ખૂબી તો એ છે કે એમનું પુસ્તક એક વખત હાથમાં લીધા પછી વાંચકનું મન એવું તો જકડી રાખે છે કે તે પૂરૂં કર્યા વગર ચેન પડતું નથી.

☆

બાલસાહિત્યનાં પ્રકાશનોમાં શ્રી. નાગરદાસની એક વ્યવસ્થિત યોજના અને પ્રગતિવાન દૃષ્ટિ છે. તેવી જ સુંદર યોજના એમણે કુમારસાહિત્ય માટે કરી છે.

☆

મગજશક્તિના વિકાસને તાલીમ આપે એવી સાહસ, શૌર્ય, ભેદ, બુદ્ધિચાતુર્ય અને

સાહસ કથાવલિ : પુસ્તક બીજું

# પ્રિયંવદાનું પરાક્રમ

●

સંપાદક

નાગરદાસ ઇ. પટેલ

સવા રૂપિયો

બાલવિનોદ કાર્યાલય

૧૪૯, પ્રિન્સેસ સ્ટ્રીટ · મુંબઇ ૨

: પ્રકાશક :

નંદલાલ મોહનલાલ ઠક્કર

એન. એમ. ઠક્કરની કું.

પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ ૨



આવૃત્તિ પહેલી

૧૯૪૫

☆

: મુદ્રક :

રામદાસ ઈ. પટેલ

રજની પ્રિન્ટરી

પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ ૨

# પરિચય

★

**સા**હસ, શૌર્ય, ભેદ, બુદ્ધિચાતુર્ય અને ગુન્હાશોધનનાં અવનવાં પરાક્રમોને લગતી મગજશક્તિના વિકાસને તાલીમ આપે એવી વાર્તાઓ વાંચવાની કુમારજીવનમાં તાલાવેલી જાગે છે અને તે વૃત્તિ જીવનમાં દીર્ઘકાલ-પર્યંત કાયમ રહે છે. એ પ્રસંગે જો પ્રેરણાદાયી વાચન મળે તો મગજશક્તિનો સુંદર વિકાસ થાય છે. દરેક વસ્તુ કે વિગત ઝીણવટથી જોવા સમજવાની અને તેનું હાર્દ પામવાની અદ્‌ભુત શક્તિ એનાથી સાંપડે છે અને જીવન સાફલ્યનો માર્ગ સરળ બને છે.

**મા**નવ જીવનનો આ રીતે અનેકવિધ વિકાસ કરી શકે એવી પ્રેરણાદાયી રસિક વાર્તાઓ આપવાની યોજના 'સાહસ ગ્રંથાવલિ' માં કરવામાં આવી છે. એમાં

અંગ્રેજી સાહિત્યના આ વિષયના સાહિત્યસમ્રાટોની વાર્તાઓ ઉપરથી તૈયાર કરેલી તેમજ મૌલિક કથાઓ આપવામાં આવશે.

બાલસાહિત્યની અમારી વિવિધ ગ્રંથમાળાઓનો ગુજરાતે સુંદર સત્કાર કરી અમને પ્રોત્સાહન આપ્યું છે તેવીજ રીતે આ ગ્રંથાવલિને પણ તે અપનાવશે એવી આશા છે.

**નાગરદાસ પટેલ**

## અનુક્રમ



★

# પ્રિયંવદાનું પરાક્રમ

☆ ☆ ☆

## પ્રિયંવદાનું પરાક્રમ

'આપને પણ પેસ્તનજીએ ફસાવ્યા છે ને?' અમારા અસીલને આવકાર આપીને પંડિતજીએ પૂછ્યું. 'એના સીમેન્ટના શેર કે?'

અમારા અસીલનું નામ હતું સર હરિસિંહ અને એ હતાં મુંબઇના જાણીતા સુધારક. એમની ઉંમર પચાસ પંચાવન વર્ષની હતી. શરીરનો બાંધો ઠીક હતો, પણ કોઇ અસહ્ય ચિંતાનો બોજો એકાએક પડવાથી માણસ નંખાઇ જાય, તે રીતે એ નંખાઇ ગયા હતા.

પંડિતજીનો સવાલ સાંભળી એમને ખૂબ નવાઇ લાગી. પોતે જે કામે આવેલ છે તે આ લોકો શી રીતે કળી ગયા; એવો વિચાર એમને આવ્યો. છતાં એમણે જવાબ આપ્યો: 'નહિજી, લોખંડના.'

'કેટલા રૂપિયાનું આપનું રોકાણ હતું?'

'એક લાખ વીસ હજાર. મ્હારી બધીએ મુડી મ્હેં એના શેરોમાં રોકી હતી.' સરસાહેબે જવાબ આપ્યો.

'અને તે બધી રકમ ડૂબે છે?'

'હાસ્તો. એના શેરની આજે કોડીની કિંમત નથી.' સરસાહેબે કહ્યું.

'આપની પેઠે એણે અનેકને ફસાવ્યા છે—'

'એ પહેલા નંબરનો સફેદ ઠગ છે, અને એનો ધંધોજ એ છે.'

'ખરી વાત છે, પણ એ કાયદાની હદમાં રહીને એટલી સીફતથી કામ કરે છે કે એની સામે અદાલતમાં કામ ચલાવવું સંભવિત નથી. એ દરેક સાથે જે જે વાત કરે છે, તે ખાનગી-માંજ કરે છે, અને સામાને મોહમુગ્ધ કરી મૂકે છે. તેમજ એ કહે તે શેરમાં પૈસા રોકવા ઉત્તેજે છે. એક વાર પૈસા રોકતા પહેલાં એ ચેતવણી—લેખી ચેતવણી—આપે છે કે પાછળથી મ્હને દોષ ન દેતા, ને એવી સીફતથી કાગળ લખે છે કે એની જાળમાં સપડાયલો માણસ ભાગ્યેજ છટકી શકે. એનું ઓળખાણ આપને કેટલા વખતથી થયેલું?'

'બે વર્ષની વાત ઉપર એક મેળાવડામાં થયેલું.'

'કોણે કરાવેલું?'

'ગુલબાઇ મ્હેતાએ.'

'ઠીક. એ બાઇએ એને અનેકની સાથે ઓળખાણ કરાવ્યાં છે.'

'પણ એ તો ધોળે દહાડે આ રીતે લોકોને લૂંટે અને આપણાથી કંઇજ ન થાય? તમે કંઇ ન કરી શકો?' સરસાહેબે આતુરતાથી પૂછ્યું.

'એની કાર્યપદ્ધતિજ એવી છે એટલે એની સામે કામ ચલાવવું મુશ્કેલ છે. એ આ રીતે સામાને ગળે શેર પરોવે છે,

અને કાયદાની હદમાં રહીને ફસાવે છે.'

'એટલે તો પોલિસે મને ના પાડી.'

'એમ કરવામાં એ લોકો વ્યાજબી છે. અમે એના ઉપર નજર રાખીએ છીએ અને રજેરજની અમને એની સ્થિતિની માહિતી મળતી રહે છે.'

'મ્હારી અવસ્થા થવા આવી;' અમારા અસીલે ખેદ પામતાં કહ્યું. 'છતાં પૈસા ગયા તેની મ્હેં દરકાર ન કરી હોત, પણ મ્હારે મ્હારી દીકરી માટે જોગવાઇ કરવાની હતી.'

'આપને સંતાતમાં—'

'એક પુત્રી છે અને તેને માટે મ્હને ચિંતા થાય છે. અત્યારે એ અભ્યાસ કરે છે. આ વર્ષે પ્રિયંવદા મેટ્રીકમાં બેસશે.'

'સારૂં. આપને જણાવેલી લોખંડની ખાણ હયાતીમાં છે. માત્ર વાંધો એ છે કે તે ક્યારે કામ કરશે અને ડીવીડંડ આપશે કે કેમ તે કહી શકાય એમ નથી. એણે જ્યારે વાત કરી ત્યારે એણે આપને આંજી નાંખે એવી વિગતો કહી હશે—'

'હાસ્તો. નહિતર પોતાની બધી મુડી એમાં રોકવા કોણ લલચાય? ૭ મહિનામાં એના શેરોના ભાવ બમણા થઇ જશે તે વાતની એણે મ્હને ખાત્રી આપી હતી, પણ કાગળમાં જણાવ્યું હતું કે એ એક પ્રકારનો સટ્ટો છે; એટલે એકદમ પુષ્કળ ઉછાળો આવે અને જરા જેટલી અફવાથી પુષ્કળ ઘટાડો પણ થઇ જાય.'

'એજ રીતે એ અનેક માલેતુજારોને લૂટે છે.'

'એનો એ ધંધો છે.'

'આપ અમને અવાર નવાર મળતા રહેજો. અમારાથી બનતું અમે બધુએ કરીશું.' પંડિતજીએ ખાત્રી આપતાં કહ્યું

અમારા અસીલે રજા લીધી. જે આશાથી એ આવ્યા હતા તે ફળી ન હતી.

સર હરિસિંહના જેવી પચીસ ફરિયાદો અમારી પાસે આવી હતી, અને લાખો રૂપિયાના શેરો પેસ્તનજીએ લોકોને ગળે ઓળવ્યા હતા.

અમે એની નાણાં સંબંધી સ્થિતિ બારીકાઈથી તપાસી.

એનાં બે બેંકોમાં ખાતાં હતાં.

બન્નેમાં બહુ જ નજીવી રકમ શીલકે હતી. એની પૈસા સંબંધી સ્થિતિ ઘણીજ તંગ હતી.

એનો ફ્લેટ અમે અનેક વખત તપાસ્યો હતો, અને અમને રહેજ પણ ઉપયોગી થાય એવું કૈં મળ્યું ન હતું.

આટલા આટલા પૈસા મેળવ્યા છતાં એ તંગ હાલતમાં કેમ હતો એજ એક કોયડો હતો.

એની પાસે પૈસા હોવાજ જોઈએ.

હોય તો એ ક્યાં રાખતો હશે? છેલ્લા એક વરસથી એને અમે બહારગામ જતાં જોયો જ ન હતો.

ગમે તેમ પણ એ પોતાના પૈસા કોઈ ઠેકાણે છુપાવીને રાખતો હોવાનો અમને શક હતો, અને અમે એની હીલચાલ પર ધ્યાન આપતા રહેવાનો નિરધાર કર્યો હતો.

એમ કરતાં કરતાં સવા વર્ષ પસાર થઈ ગયું.

તે દરમિયાન જાણવા જેવું કાંઈ બન્યું નહિ.

તે પછી અમને પન્નાના એકાએક ગુમ થવાના સમાચાર મળ્યા.

પન્ના બહુ જાણીતું માણસ ન ગણાય. એ ગુલબાઈ મહેતાની આયા હતી, અને એકાએક ગુમ થઈ હતી. એ 'સ્મેલિંગ-સૉલ્ટ' લેવા માટે ગઈ હતી અને ત્યાંથી પાછી ફરી ન હતી.

પન્ના ગુલબાઈની વિશ્વાસુ આયા હતી. એ ઘણી દેખાવડી હતી. એનાં માબાપ નાનપણમાં જ મરી ગયાં હોઈ એ અનાથાશ્રમમાં ઉછરી હતી, એમ એણે જણાવ્યું હતું. એનું કોઈ

સગું ન હતું, અને એ જુવાનીમાં પ્રવેશ કરતી હોવા છતાં એકલવાઇ રહેતી હતી. છેલ્લા એક વરસથી એને કોઇ મળવા આવ્યું ન હતું, કોઇ સાથે એને પત્રવ્યવહારનો સંબંધ ન હતો કે કોઇના પ્રેમમાં એ પડી હોય એમ માનવાનું પણ કંઇ કારણ ન હતું.

ગુલબાઇ મ્હેતાને પોલિસની તપાસથી સંતોષ ન થયો એટલે એમણે અમારી મદદ માગી.

એ પોતે વિધવા હતી. એ ઘણી ખૂબસુરત હતી. એની ઉંમર પાત્રીસેક વર્ષની હતી. એના ધણીએ સારી જેવી રકમ એને માટે મૂકી હતી, અને તેના વ્યાજમાંથી એ સારી રીતે રહેતી હતી.

એણે અમને પન્ના શી રીતે ગુમ થઇ તે જણાવ્યું. તે દિવસે સાંજે સાત વાગ્યે એનું માથું સખત દુ:ખતું હતું અને ઘરમાં 'સ્મેલિંગસૉલ્ટ' ની બાટલી તૂટી જવાથી ફેંકી દીધી હતી, એટલે એને નવી બાટલી લેવા મોકલી હતી ત્યાંથી એ પાછી ફરી ન હતી. એનું કોઇ ઓળખીતું હોય એવું એ જાણતાં ન હતાં.

એમની હકીકત સાંભળીને જયંતે પન્નાના ગુમ થવાની તપાસને લગતી શોધખોળ કરવાનું પંડિતજીને સોંપ્યું.

પંડિતજીએ પુરતી તપાસ કરી અને જયંતને જણાવ્યું કે, 'ગુલબાઇ પોતાને વિધવા જણાવે છે, પણ એનો ધણી હતો અને તે મરી ગયો કે કેમ એ બાબત જ શકમંદ છે.'

'ઠીક.' જયંતે કહ્યું. 'એ અવાર નવાર બહાર જાય છે?' એણે પૂછ્યું.

'ઘણી વખત. એ છેલ્લા બાર મહિનામાં ત્રણ વાર કોલંબો જઇ આવી.'

'એની સાથે પન્ના પણ ગયેલી?'

'હાજી. ત્રણે ત્રણ વખત, અને નવાઇની વાત તો એ છે કે એ બેઉ ત્યાં ઘણી જ કરકસરથી રહેતાં હતાં. એનો અહીંનો ખર્ચ જોતાં એમ કહી શકાય કે એ કોલંબોમાં તદ્દન મુફલીસ સ્થિતિમાં રહેતાં હતાં.'

'ઠીક.'

તે પછી જયંતે પંડિતજીને કેટલીક સૂચનાઓ કરી.

પંડિતજીએ તે મુજબ તપાસ કરી. એમની અજાયબી વચ્ચે જણાયું કે ગુલબાઇ મ્હેતા વિધવા ન હતી પણ એનો ધણી જીવતો હતો, અને એનાં લગ્ન છેલ્લાં આઠ વર્ષ થયાં થયેલાં હતાં.

પંડિતજીએ લગ્નના સર્ટીફીકેટની નકલ મેળવી.

એમને કોયડો ઉકલતો લાગ્યો.

ગુલબાઇના ધણીનું નામ પેસ્તનજી હતું. એ પોતે જણાવતાં તે મુજબ દારાશા મ્હેતા જેવી કોઇ વ્યક્તિને તે પરણ્યાં જ ન હતાં.

પેસ્તનજી પસ્તાકીયા જીવતા છતાં, એ પોતે પોતાને વિધવા તરીકે ઓળખાવતાં હતાં એ પણ નવાઇની વાત હતી.

એમ કરવાનું કારણ શું ?

જયંતે સૂચના કરી. બન્ને ધણીધણીઆણી દુનિયાને ઠગવાની બાજી રમતાં હતાં. બહાર જૂદાં દેખાવા છતાં અંદરખાને એ લોકો એક હતાં, અને પોતાના પૈસા એ લોકો કોલંબોમાં રાખતાં હતાં. કોઇને વ્હેમ ન આવે એટલા ખાતર પેસ્તનજી પોતે ત્યાં જતો ન હતો; પણ ગુલબાઇને મોકલતો હતો.

એની એ સૂચના બરાબર હતી.

પંડિતજીને તે વ્યાજબી લાગી, અને એ રાતના નવ થયા હતા છતાં ગુલબાઇને મળવા ઉપડી ગયા.

ગુલબાઇના ફ્લૅટનું બટન દાબતાં એમણે પોતે જ બારણું

ઉઘાડયું. એ પોતે બીજા કોઇ માણુસને જોવાની આશા રાખતાં હતાં, ત્યાં પંડિતજીને જોઇને જરા ડઘાઇ ગયાં. એમના ચહેરા પરનો ફેરફાર પંડિજીએ જોયો.

'કેમ છો પંડિતજી?' એમણે સ્વસ્થ થતાં પૂછ્યું. 'પન્નાના કે સમાચાર—'

'કે ખાસ નથી છતાં આપને જરા મળવું હતું.' પંડિતજીએ કહ્યું.

'ઘણું મોડું થયું છે!' એમણે કહ્યું. એમને આ મુલાકાત જરા નવાઇ જેવી લાગી હતી.

'તે ખરૂં પણ હું આ તરફ આવેલો હતો, એટલે આપની પાસે આવ્યો. મ્હારો સવારનો ધક્કો બચી જશે.'

'ભલે.'

ગુલબાઇનો ફ્લૅટ બહુજ સુંદર રીતે શણગારેલો હતો. અને એની ખર્ચાળ જીંદગીનું એ અચ્છું પ્રદર્શન કરાવતો હતો.

'મ્હારે એમ પૂછવાનું છે—' પંડિતજીએ ખુરસી પર બેઠક લેતાં કહ્યું. 'કે પન્ના આપને ત્યાં કેટલા વખતથી રહેતી હતી?'

'છેલ્લા એક વરસથી.'

'ઘણી સારી છોકરી હતી?'

'હાજી. પણ એ વિષે તો મ્હેં આપને વાત કરી હતી. એની ખોટ મ્હને ઘણી સાલે છે.'

'એ કેળવાયલી હતી?'

'હાજી?'

'એ ગુજરાતી ઉપરાંત બીજી કોઈ ભાષા જાણતી હતી?'

'મરાઠી, હિંદી અને ઇંગ્રેજી.'

'ઇંગ્રેજીનું એનું જ્ઞાન કેવું હતું?'

'સાધારણ ઠીક હતું. અનાથાશ્રમે એને સારી કેળવણી આપી હતી. અને એના ઇંગ્રેજીના જ્ઞાનને લીધે એ ઘણી ઉપ-

યોગી હતી.'

'આપે એને 'સ્મેલીંગ સૉલ્ટ' લેવા શા સારૂ મોકલી હતી?'

ગુલબાઇને આ સવાલ ન રૂચ્યો.

'એનો ખુલાસો તો મ્હેં પોલિસને તેમજ આપને કરેલોજ છે, કે મ્હારૂં માથું બહુજ દુઃખતું હતું. ઘરમાં બાટલી હતી પણ તે પડી જવાથી ફૂટી ગઇ હતી, એટલે એણે પોતેજ મ્હને કહ્યું કેઃ 'હરકત નહિ, હું હમણાંજ લઇ આવું છું' એમ કહીને ગઇ.'

'બીજું કંઇજ કારણ ન હતું? એને બદલે પેસ્તનજી ન ગયા?'

આ સવાલથી ગુલબાઇનો પિત્તો ઉકળ્યો.

'પેસ્તનજી? તમે શું પૂછો છો તે મ્હને સમજાતું નથી.'

'તે દિવસે સાંજે પેસ્તનજી અહિંયાં હતા, તમે બન્ને સાથે જ જમવાનાં હતા. ખરૂં પૂછાવો તો માટી ઍંયરની પેઠે—'

ગુલબાઇનો ચહેરો સફેદ પૂણી જેવો થઇ ગયો.

પંડિતજીએ આગળ ચલાવ્યું: 'તમે પરણ્યા છતાં સાથે કેમ રહેતાં નથી તે મ્હારી જાણ બહાર નથી. તમે બન્ને છેલ્લાં આઠ વરસુથી પરણ્યાં છો, છતાં સાથે ન રહેવાનું કારણ એટલું જ કે તમે પેસ્તનજીના કામમાં સંપૂર્ણ ભાગ લેવા માગો છો. દુનિયાની નજરે જુદાં દેખાઇને, પેસ્તનજીના પૈસાની વ્યવસ્થા એનાં ધણીઆણી તરિક તમે ઠીક કરો છો! મ્હારી પાસે કોઇ પણ વાત છૂપાવવામાં સાર નથી. સ્હમજ્યાંને ગુલબાઇજી! તમે કોલંબો ગયાં ત્યારે પન્નાને સાથે લઇ ગયાં હતાં?'

ગુલબાઇએ મુગા મુગા ડોકું હલાવીને હા પાડી.

'તમે કોલંબોમાં હવાફેર માટે નહિ, પણ પૈસા સંબંધી વ્યવસ્થા કરવા ગયાં હતાં. ખરી વાતને?' પંડિતજીએ પૂછ્યું.

ગુલબાઇનું ગળું સુકાઇ ગયું. એમણે જવાબ ન આપ્યો.

'ત્યાં તમે 'સેફ ડીપાઝીટ' માં કે બીજે કોઇ ઠેકાણે પૈસા રાખો છો?'

ગુલબાઇ એકદમ ટટાર થઈ ગયાં. એમની નવાઇનો પાર ન હતો એ બોલ્યાં :

'તમને કોણે કહ્યું? તમને આ બધી વાતોમાં માથું મારવાનું કોણે કહ્યું?'

એટલામાં કોઇએ બહારથી બટન દબાવ્યું એટલે ઘંટડી વાગી.

'હું ઉઘાડું છું.' કહીને પંડિતજી ઉઠ્યા અને બારણું ઉઘાડયું.

'આવો, આવો પેસ્તનજી બા! મ્હારે આપને જાણવા જેવા સમાચાર આપવા છે.' પંડિતજીએ આવકાર આપતાં કહ્યું.

'કોણ છો તમે?' એમણે ગુસ્સાથી કહ્યું: પેલા જયંતના સાથીદાર!' જરા ઓળખાણ પડતાં ઉમેર્યું.

પંડિતજીએ ડોકું હલાવી હા પાડી.

'તમે પેલી છોકરીને શોધી કાઢી?' પેસ્તનજીએ પૂછ્યું. પણ એને લાગ્યું કે એમ પૂછવામાં એણે ભૂલ કરી હતી. એ વિષયમાં એને કંઈ લાગતું વળગતું હોવાની સંભાવના ન હતી એમજ એણે બતાવવું જોઇતું હતું.

'એ જડી નથી અને જડે એમ લાગતું પણ નથી.' પંડિતજીએ જવાબ આપ્યો.

એ દરમિયાન ગુલબાઇ સ્વસ્થ થયાં હતાં. એમણે પેસ્તનજી તરફ જોઇને કહ્યું :

'તમે આવ્યા તે ઠીક થયું! એવણ આપણે વરે કં વિચિત્ર વાતો કરે છે! કહે છે કે આપણે બન્ને પરણેલાં છીએ. તમે એવું કૈં સાંભળ્યું છ કે?'

'એટલે તમે શું કહેવા માંગોછ?' પેસ્તનજીએ પંડિતજી તરફ જોઇને રૂવાબભેર પૂછ્યું.

'જે મ્હેં તમારાં ધણીઆણીને કહ્યું, તે તમને પણ સમ-

આવીશ.' પંડિતજીએ ઠંડે કલેજે જણાવ્યું. 'તમારાં લગન બાબતની વાત દીવા જેવી છે, અને એનું સરટીફીકેટ મારા ખીસ્સામાંજ પડયું છે એટલે એ બાબત નામુકર જવાની જરૂર નથી. એ બાબત ઠપકો આપવા હું અહીં આવ્યો નથી. તેમ જ જે માણસોએ તમને પૈસા સોંપ્યા અને તમારા હાથે ફસાયા તે તે બાબત પણ કૈં કહેવાનો મ્હારો ઇરાદો નથી. કાયદેસર ફસાવનાર કરતાં ફસી પડનારને જ મૂર્ખ ગણવા જોઇએ. એ વાત જવા દઇએ. મ્હારે પૂછવાનું એટલુંજ છે કે તમે તમારા પૈસા કોલંબોમાં 'સેફ ડીપોઝીટ' માં રાખો છો કે તમારી કોઇ ખાનગી તીજોરીમાં?'

એ પ્રશ્નનો આશય ન સમજવા છતાં પેસ્તનજીએ કહ્યું:

'કોલંબોમાં હું મારા પૈસા રાખું છું. એ વાત ખોટી નથી પણ મ્હને નથી સમજાતું કે—'

'તમે મ્હારા સવાલનો સીધો જવાબ આપશો કે નહિ?' પંડિતજીએ જરા દમમાં જ પૂછ્યું. 'તમે કોલંબોમાં ખાનગી તિજોરીમાં નાણાં રાખો છો, અને તેની ચાવીઓ તમારી પાસે રહે છે. ખરૂં કે નહિ?'

પેસ્તનજી હસ્યા.

'એક નહિ પણ જૂદેજૂદે ત્રણ ઠેકાણે મ્હારી તિજોરીઓ છે, અને તેને ચાવીઓ નથી પણ તે છૂપા શબ્દથી ઉઘડે છે—'

'એમ વાત છે!' પંડિતજીએ જરા હસીને કહ્યું, 'અને એ છૂપા શબ્દ તમે તમારા ખીસ્સામાં કોઇ ડાયરીમાં નોંધી રાખો છો!'

પેસ્તનજીને જરાક નવાઇ લાગી. જવાબ આપતા પહેલાં એ અચકાયા. પણ પછી એમણે એક ઘણી જ બારીક સોનેરી ડાયરી પોતાના અંદરના ખીસ્સામાં રાખેલા એક પાકીટમાંથી કાઢી. એ ટપાલની ટીકીટ જેટલી નાની સાઇઝની હતી.

'આની અંદર એ હું લખી રાખું છું, પણ મ્હારી ખાનગી વાતોમાં આ રીતે માથું મારવાની તમને શી અગત છે?'

'એટલું જ કે એ મ્હારે જાણવું હતું.' પંડિતજીએ સ્વસ્થ ચિત્તે જણાવ્યું, અને પછી એમણે બન્ને તરફ જોઇને કહ્યું: 'હવે મને સ્હમજાય છે કે પન્ના બહાર કેમ ગઇ. સ્મેલિંગસૉલ્ટ પેસ્તનજીબા તમારે માટે જોઇતું હતું, ખરી વાતને?'

પેસ્તનજીને નવાઇ લાગી.

'ખરી વાત છે. હુંજ એકાએક માંદો પડી ગયો હતો.'

'એવણ મૂર્છા પામ્યા હતા.' ગુલબાઇએ વચ્ચે જણાવ્યું 'એટલે મ્હેં પન્નાને મ્હારા ખંડમાં સ્મેલિંગ સૉલ્ટની બાટલી લેવા મોકલી પણ તે પડીને ફુટી ગઇ હતી. એમ એણે આવીને મ્હને કહ્યું, અને બોલી કે હું હમણાં જ કેમીસ્ટને ત્યાંથી લઇ આવું છું. એમ કહીને એ બહાર ગઇ.'

'એ પણ ઠીક!' પંડિતજી બોલ્યા. 'તમે અહીં ક્યારે આવેલા?'

પેસ્તનજીએ વિચાર કરીને જવાબ આપ્યો: 'સાત વાગે, ધાર્યા કરતાં જરા વહેલો આવેલો.'

'અને તમે બહારથી આવીને કે ઠંડુ પીણું માગ્યું—'

'હાજી. મ્હેં શરબત લાવવાનું પન્નાને કહ્યું.'

'અને એણે લાવીને આપ્યું. તમે એ પીધું. ગુલબાઇ એ વખતે નાકેના ખંડમાં હતાં. તમને આપેલા શરબતમાં કાતિલ ઘેન લાવનાર દવા નંખાઇ હતી, એટલે તમે મૂર્છા ખાઇને પડ્યા. પન્નાએ તે પછી તમારી આ ડાયરી કાઢી છૂપા શબ્દો જોઇ લીધા. એ પોતે ગુલબાઇ સાથે કોલંબો જઇ આવી હતી, અને એને તમારા ધંધાની અને લોકોનાં ગળાં કાપીને મેળવેલા પૈસાની ખબર હતી.'

આ સાંભળીને બન્નેના ચહેરા સફેદ પૂણી જેવા થઇ ગયા.

'છૂપા શબ્દો! એણે છૂપા શબ્દ જોઇ લીધા! યા પરવરદેગાર!'

'હાસ્તો! તે જોઇને એ બહાર ગઇ ને ત્યાંથી ગુમ થઇ ગઇ.'

'ને એ વાતને આજે પંદર દહાડા થયા! અમે ખુવાર થઇ ગયાં!'

'તમે જેમ અનેક જણને કર્યાં હતાં તેમ.' પંડિતજીએ બહાર નીકળતાં નીકળતાં ટકોર કરી.

અને એ દસ વાગ્યે અમારી પાસે આવ્યા ને બધી હકીકત જણાવી.

'હવે વધુ તપાસ કરવાની જરૂર નથી.' જયંતે જણાવ્યું, 'એમને એમના કર્યાં કર્મની સજા થઇ. એમની તીજોરીઓ હવે ખાલી થઇ હશે. પ્રિયંવદા ઘણી જ ચાલાક લાગે છે!'

'પ્રિયંવદા કોણ?' મ્હેં પૂછ્યું.

'સર હરિસિંહની પુત્રી.' પંડિતજીએ જણાવ્યું.

'એ પ્રિયંવદાનું પરાક્રમ છે?'

'હાસ્તો.' જયંતે કહ્યું. 'પ્રિયંવદાનું પરાક્રમ. મ્હને એ વિષેની શંકા હતી એટલે મ્હેં સરસાહેબને પૂછાવ્યું હતું કે પ્રિયંવદા શું કરે છે? તેના જવાબમાં એમણે લખ્યું હતું કે એ છેલ્લા એક વર્ષથી વધુ શિક્ષણ માટે વિલાયત ગઇ છે. મેટ્રિકમાં પાસ થયા પછી એ ત્યાં જઇને ડૉકટરી લાઇન લેવા માગે છે.'

'શિક્ષણનો આ પણ એક પ્રકારજ છે ને!' મ્હેં કહ્યું.

'કૈં ના કહેવાય! બાપે ગુમાવ્યું તે દીકરીએ પાછું મેળવ્યું.' જયંતે જણાવ્યું.

'એમ નહિ! બાપને બનાવી જનારને દીકરીને બનાવ્યો. એ શેરને માથે સવાશેર નીકળી.'

ખરેખર! પ્રિયંવદાનું પરાક્રમ અજબ અને અજોડ હતું.

✡

# વેરની વસુલાત

'અરે! ભલા ભગવાન! લોકો પણ કેટલા બેદરકાર થતા જાય છે!' જયંત બોલી ઉઠ્યો.

'ખરેખર! મોટર કાર એ મોટો કાળજ છે!' મ્હેં કહ્યું.

અમારી નજર સામેજ એક અકસ્માત થતો હતો.

મોટર બસની નીચે એક બાઇ કચરાઇ ગઇ હતી, અને પોતાનો ગુન્હો છુપાવવા બસનો ડ્રાઇવર સ્હેજ પણ થોભ્યા સિવાય બસને પુરપાટ દોડાવી ગયો હતો.

અમે ત્યાં જઇ પહોંચીએ એટલામાં એક ટેકસી ડ્રાઇવરે પોતાની મોટર થોભાવી, અને એ બાઇને પોતાની મોટરમાં ઉપાડીને મૂકી. બાઇ જીવતી હતી. એણે પોતાને ઉપાડતી વખતે ડ્રાઇવરને ઓળખ્યો હોય એમ અમને લાગ્યું. ડ્રાઇવરને પણ એ બાઇને જોઇ નવાઇ લાગી. બન્ને જણે શી વાતચીત કરી તે અમને સ્હમજાયું નહિ, પણ તેમના ચ્હેરાના હાવભાવ પરથી

લાગ્યું કે એ બન્ને થણે લાંબે વખતે આ અકસ્માતથી સંજોગ-વશાત્ મળી ગયાં હતાં અને બન્નેને ઘણીજ નવાઇ ઉપજી હતી.

પેલો ડ્રાઇવર એ બાઇને હૅારપીટલમાં લઇ ગયો.

બીજે દિવસે સાંજે 'હિંદુસ્તાન અને પ્રજામિત્ર' માં અમે બે જાણવા જેવી ખબરો વાંચી

એક તો પેલી બાઇના મરણને લગતી હતી. કોઇ અજાણ્યા ગૃહસ્થ તરફથી એના અગ્નિસંસ્કાર માટે સુંદર ગોઠવણ થઇ હતી એમ પણ તેમાં જણાવ્યું હતું.

અને બીજી ખબર લાલા હરગોપાલના ખૂનની હતી.

લાલા હરગોપાલનું ઘણાજ ભેદી સંજોગોમાં ખૂન થયું હતું. એ ઘણોજ પૈસાપાત્ર હતો અને શેરદલાલ તરિકે ધંધો કરતો હતો. સ્વભાવનો ભલો હતો, મોડી રાતે એ હિંદુ કલબમાંથી ઘેર જવા નીકળ્યો હતો. એની મોટર બગડી હોવાથી સમાર-કામ માટે ગઇ હતી એટલે એણે ટૅકસી ભાડે કરી લીધી હતી. એ પોતે એપોલો બંદર ઉપર તાજ મેન્શનમાં પહેલે માળે રહેતો હતો. એ પાછો ફર્યો તે વખતે લીફ્ટમેન પાંચમે માળે હતો.

લીફ્ટમેન નીચે આવ્યો ત્યારે એણે ટૅકસી ડ્રાઇવરને ઉભેલો જોયો. એણે પૂછ્યું ત્યારે ડ્રાઇવરે કહ્યું કે તે લાલા હરગોપાલને લઇને આવ્યો હતો અને એમની પાસે છુટા પૈસા ન હતા તે લેવા તેઓ ઉપર ગયા છે.

લાલા હરગોપાલ અવારનવાર દાદરનો ઉપયોગ કરતા એટલે એ રીતે ઉપર ગયા હોય એ સંભવિત હતું

પાંચેક મિનિટ સુધી બેઉ જણે-ડ્રાઇવરે અને લીફ્ટમેને ગપ્પા માર્યા. પણ લાલાજીનાં દર્શન ન થયાં એટલે લીફ્ટમેને કહ્યું કે 'હું ઉપર જઇને પૈસા લઇ આવું છું.'

એમ કહીને એ પહેલે માળે ગયો અને લાલાજીનાં બારણાં

ખખડાવ્યાં પણ કોઇ બોલ્યું નહિ. અંદર દિવો બળતો હતો. એણે ફરી બારણાં ખખડાવ્યાં તો પણ કંઈ જવાબ મળ્યો નહિ એટલે એ નીચે આવ્યો.

'એ ભાઇસાહેબ ઊંઘી ગયા હશે!' એણે ટૅક્સી ડ્રાઇવરને જણાવ્યું. 'ઘેનબેનમાં તો નહોતા ને?'

વાત એમ હતી કે લાલાજીને છાંટોપાણી લેવાની આદત હતી, અને ઘણી વાર એવું બનતું કે એ ભાઇસાહેબ બરાબર રંગમાં હોય અને મોડેથી આવ્યા હોય; ત્યારે કોઇ કોઇ વખત લીફ્ટમેન એમના ફ્લેટ સુધી એમને લઇ જતો અને બનતી મદદ કરતો.

'એમજ હતું.' ટૅક્સીવાળાએ જવાબ આપ્યો.

એટલે લીફ્ટમેન બિચારો ફરીથી પહેલે માળે જઇ આવ્યો અને લાલાજીનાં બારણાં ખખડાવ્યાં.

અંદરથી જવાબ મળ્યો નહિ એટલે તે નીચે આવ્યો; અને ટૅક્સીવાળાને પોતાના ખીસ્સામાંથી દોઢ રૂપિયો આપી દીધો.

લાલાજી હાથના છુટા હતા અને અવારનવાર સારી જેવી બક્ષિસ આપતા, એટલે એમની આબરૂને ખાતર દોઢ રૂપિયો વધારે ન હતો. ટૅક્સીવાળો રામસિંહ પણ એને ઓળખીતો હતો.

લીફ્ટમેને કેટલીયે વખત ઉપર નીચે આવજાવ કરેલી. એની કામગિરી રાતની હતી. એણે લાલાજીને જોયા ન હતા અને એની નજરે પડયા સિવાય તે બહાર જઇ શકે એમ બનવું સંભવિત ન હતું.

સવારના સાડા પાંચ વાગે ચર્નીરોડ પાસેના બાગ આગળથી પસાર થતાં પોલિસના એક સિપાઇની નજર બાગમાં ટુંટીયું વાળીને બેઠેલા એક માણસ પર પડી. એ એક બાંકડાને અઢેલીને બેઠો હતો. પોલિસને કંઇક વહેમ પડ્યો એટલે તે અંદર ગયો અને એને ઢંઢોળીને ઉઠાડવા માંડયો; પણ તેણે જોયું તો એ

મરી ગયો હતો. કોઇ બુઠ્ઠા હથીઆર વડે એને મુંઢ માર મારવામાં આવ્યો હતો. એના ખીસ્સા તપાસતાં એનું નામઠામ મળી આવ્યું. એ લાલા હરગોપાળ હતો.

તરતજ એ કેસ સી. આઇ. ડી. ને સોંપવામાં આવ્યો અને એમણે તાજ મેન્શનમાં તપાસ કરી. લીફ્ટમેને પોતે જે જોયું હતું તે જણાવ્યું, અને તેની જુબાની પરથી ટૅક્સીવાળા રામસિંહને બોલાવવામાં આવ્યો. એણે પોતે પણ જે જાણતો હતો તે કહ્યું.

આ બધી તપાસ ઉપરથી એના મરણનો ભેદ ઉકલતો ન હતો.

ટૅક્સીવાળો રામસિંહ આબરૂદાર માણસ હતો, એ વિધુર હતો અને લેમીંગ્ટન રોડ પર રહેતો હતો.

એ બધી ખબરો ઉપરાંત છાપામાં વધારાની એક વિગત હતી કે, મરનારના ખીસ્સામાંથી એક સ્ત્રીનો ફોટોગ્રાફ મળી આવ્યો હતો.

આ સમાચાર વાંચીને અમે એ સંબંધે ચર્ચા કરતા હતા એવામાં અમારા મિત્ર ઇન્સ્પેકટર રામરાય બક્ષી આવી લાગ્યા. એ અવારનવાર અમારે ત્યાં આવતા અને જે કંઈ નવા જુની હોય તે જણાવતા.

એમણે લાલાજીના કેસને લગતી વાત કહેવા માંડી.

'લાલા હરગોપાળ ઘણો વિચિત્ર માણસ હતો. એ પરણ્યો ન હતો પણ એનું ચારિત્ર્ય ઘણું જ ખરાબ હતું. એણે ઓછામાં ઓછી પંદરેક સ્ત્રીઓનાં જીવન કલંકિત કર્યાં હતાં. કોઇની સાથે એ ચાર પાંચ માસથી વધારે વખત સંબંધ રાખતો ન હતો.'

'ત્યારે તો એના ખીસ્સામાંથી નીકળેલો ફોટોગ્રાફ પણ એવી જ કોઇ સ્ત્રીનો હશે?' પંડિતજીએ પૂછ્યું.

'હાસ્તો. એને પણ એણે એવી જ રીતે ભ્રષ્ટ કરી હોય.

એવું અમારૂં અનુમાન છે.' મી. બક્ષીએ જણાવ્યું.

'જ્યારે ટૅકસીવાળો લાલા હરગોપાળને તાજ મેન્શન આગળ લઇ ગયો ત્યારે ટૅકસીમાંથી તે તરત જ ઉતર્યો હતો? મ્હારૂં માનવું છે કે એ જલદી બહાર નીકળેલો જ નહિ.' જયંતે કહ્યું.

'તમે તપાસ કરો છો કે શું?' રામરાયે નવાઇ પામીને પૂછ્યું. 'હરકત નહિ. તમે કરેલું અનુમાન ખરૂં છે. એ જલદી નહિ ઉતરેલો. રામસિંહ ચાલાક માણસ છે. એણે નીચે ચાર પાંચ માણસ ઉભેલાં જોયાં, એટલે તેઓ લીફ્ટમાં બેસીને ઉપર જાય ત્યાં સુધી રાહ જોવાનું એણે વ્યાજબી ધાર્યું.'

'એની પોતાની મેળે કે લાલાજીની સૂચનાથી?' પંડિતજીએ વચ્ચે પૂછ્યું.

'એની પોતાની મેળે. લાલા હરગોપાળ તો પીધેલો હતો. એને તો એણે ઢંઢોળીને ઉઠાડ્યો ત્યારે ઉઠ્યો અને બહાર નીકળ્યો.

'પેલો લીફ્ટમેન પાંચમે માળે ગયો ને તરત જ પાછો ફરેલો?' જયંતે પૂછ્યું.

રામરાયે ડોકું ધૂણાવી ના પાડી.

'એ જબરો વાતોડીયો છે એટલે ગપ્પા મારતો ઉભો હતો. એણે લાલાજીનું બારણું વસાતું સાંભળ્યુ અને અવાજ પરથી ધાર્યું કે કોઇ આવ્યું હતું.'

'રામસિંહ સંબંધી કૈં તપાસ કરી?'

'એ પહેલાં મોટરો વેચવાનો ધંધો કરતો હતો, પણ તેમાં એને ખોટ આવી એટલે છેવટે એ પોતે પોતાની ટૅકસી રાખીને ભાડે ફેરવે છે.'

'લાલા હરગોપાળ શી રીતે બહાર ગયો તે સંબંધે તમે કૈં અનુમાન કર્યું છે?' જયંતે હસીને પૂછ્યું.

'નાજી-' રામરાયે જવાબ આપ્યો. 'એ બાબત વિચાર કરવાનો રહે છે.'

'ભલે.'

થોડી એલારપેલારની વાતો કરીને રામરાય ગયા.

'તમારૂં આ બાબત શું અનુમાન છે?' પંડિતજીએ પૂછ્યું.

'એટલુંજ કે લાલા હરગોપાલ બહાર ગયોજ ન હતો.'

'એનો અર્થ એ કે એણે તાજ મેન્શનમાં પગ મૂક્યો ન હતો.'

'એમજ. અને એટલા ખાતરજ હું કાલે સવારે રામસિંહને મળવા માગું છું.' જયંતે જણાવ્યું.

'એને પોલિસને સોંપવાનો તો ઇરાદો નથીને?'

'આપણી તપાસ અંગત રહેશે. હમણાં કરેલી વાતચીત પરથી રામરાયે સમજવું હોય તો સમજે. પૂછ્યા વિના સલાહ આપવી એ આપણું કામ નથી.'

બીજે દિવસે સવારે સાત વાગે જયંત લેમીંગ્ટન રોડ પર જઇને રામસિંહને મળ્યો. એ ટૅક્સી લઇને બહાર જવાની તૈયારી કરતો હતો. જયંતને જોઇને એણે પૂછ્યું: 'તમે પણ સી. આઇ. ડી. ખાતા તરફથી તો નથી આવ્યાને! ગઇ કાલે તો મ્હેં એક જણના અનેક મૂર્ખાઇભરેલા સવાલના જવાબ આપ્યા હતા.'

'આ તમારી પોતાની મોટર છે?' જયંતે પૂછ્યું.

'હાજી.' એણે જવાબ આપ્યો. 'લોકો ધારે છે એટલો એ ચિકાસદાર ધંધો નથી અને વળી આવું કૈં બને તો નામ બદનામ થાય તે જુદું.'

જયંતે પોતાનું નામ એને જણાવ્યું.

'આપનુંજ નામ જયંતરાય કે? ઘણા વખતથી મ્હેં એ સાંભળ્યું હતું અને આપનાં અનેક પરાક્રમો વાંચ્યાં હતાં. આપને મળવાથી ઘણો આનંદ થયો. આ કેસ આપને સી. આઇ. ડી. ખાતાએ સોંપ્યો છે કે શું?' એણે પૂછ્યું.

'નાજી. હું તો શોખને ખાતરજ તપાસ કરૂં છું.' જયંતે

જણાવ્યું · ' એક બે વિગતો ન હતી એટલે મ્હેં તમને તસ્દી આપી છે. પોલિસને ખબર નથી એવી થોડીક હકીકત તમે જણાવી શકો એમ છો, અને એ મ્હને જણાવવાને હરકત નહિ હોય એમ ધારીને હું આવ્યો છું.'

જયંતનું નામ અને એણે કરેલી સ્પષ્ટ વાત પરથી રામસિંહને નવાઇ લાગી, શો જવાબ આપવો તેની ગડભાંગમાં એ પડી ગયો અને બોલ્યો: 'મ્હારી ઓરડી પર જઇને આપણે વાત કરીએ.'

બેઉ જણ એની ઓરડીમાં ગયા. જયંતે ધાર્યા કરતાં એની ટાપટીપ ઘણીજ વધારે હતી.

' જુઓને સાહેબ! હું તો કામદાર વર્ગનો માણસ રહ્યો. આપની વાત ટુંકામાં પતાવશો તો મોટી મહેરબાની '

' ભલે, તમે લાલા હરગોપાલને લઇ ગયા તે દિવસ ઘણો સારો ગયો ખરુંને ?'

'હાજી.' એણે જવાબ આપ્યો. ' એ દિવસે ઠીક પૈસા મ્હને મળ્યા. એ મ્હેં પોલિસને પણ જણાવ્યું છે—પેલા હોસ્પીટલ વાળા કેસની—'

' કયો કેસ ?' જયંતે વચ્ચેજ પૂછ્યું. એને પોતાની નજર સ્હામે બનેલો અકસ્માત યાદ આવ્યો.

' મ્હારે મોતાને મોઢે મ્હારા પરગજુપણાની વાત કરવી એ આત્મશ્લાઘા કહેવાય, પણ વાત એમ બની કે એક બાઇ મોટર બસ નીચે કચરાઇ ગઈ હતી; એટલે મ્હેં તેને ઉંચકી લીધી અને હોસ્પીટલમાં પહોંચાડી.'

' એને બહુ વાગ્યું હતું ?'

' એ મરણ પામી.' એનો અવાજ ગળગળો થઇ ગયો.

જયંતે એના તરફ જોયું. એની આંખમાં પાણી હતાં.

' તમે આજે સાંજે કેસર બિલ્ડીંગમાં આવશો ? હું પ્રિન્સેસ

સ્ટ્રીટમાં કેસર બિલ્ડીંગમાં રહું છું.'

'શા માટે?' એણે પૂછ્યું. એની આવવાની ઇચ્છા ન હતી એમ એનો દેખાવ કહી આપતો હતો.

'એટલા જ ખાતર કે જે બાબત તમે આનંદથી જવાબ આપી શકશો તે હું પૂછવા માગું છું.' જયંતે કહ્યું

'ભલે.' રામસિંહે જણાવ્યું.

જયંત ત્યાંથી નીકળીને રામરાય પાસે ગયો. એની પાસેથી પેલો ફોટોગ્રાફ માગી લીધો.

એ લઇને તરત જ હૉસ્પીટલમાં ગયો, અને તપાસ કરી તો જણાયું કે મરનાર સ્ત્રી ફોટોગ્રાફવાળી સ્ત્રીને મળતી આવતી હતી. ફોટોગ્રાફની તંદુરસ્તી અને જુવાની રહ્યાં ન હતાં પણ ઓળખવામાં ઝાઝી મુશ્કેલી પડે એમ ન હતું.

સાંજે આઠ વાગે રામસિંહ અમને મળવા આવ્યો.

જયંતે એને આવકાર આપીને બેસાડ્યો.

'જુઓ મી. રામસિંહ! લાલા હરગોપાળનું ખૂન તમે કર્યું છે એવી મ્હારી ખાત્રી થઇ છે.' જયંતે કહ્યું. 'પણ એમ કરવાનાં તમને મજબુત કારણો હતાં—'

એ સાંભળીને રામસિંહ નંખાઇ ગયો.

'એનું મ્હેં ખૂન કર્યું જ નથી. એણે મ્હારી સામે પિસ્તોલ તાકી એટલે મ્હેં બચાવને ખાતર એની છાતીમાં સખત ફટકો માર્યો. એ પડ્યો અને પડતાં પડતાં બાંકડા પર અથડાયો.'

'તમારી વાત ખરી હશે પણ એ તમારા સંસર્ગમાં શી રીતે આવ્યો, અને એણે તમારી સ્ત્રીને શી રીતે ભોળવી એ વિગતવાર જણાવશો ઠીક થશે. પેલો અકસ્માત થયો ન હોત તો તમે બે પતિપત્ની એકબીજાને મળ્યાં ન હોત!'

જયંતની વાત સાંભળીને રામસિંહ દિગ્મૂઢ થઇ ગયો.

'મ્હેં આપનાં પરાક્રમો વાંચ્યાં છતાં મ્હને સ્વપ્ને પણ

ખ્યાલ ન હતો કે, આટલા ટુંક વખતમાં આપ આ બધી ખબર મેળવી શકશો. હરકત નહિ. જ્યારે આપ આટલું જાણો છો ત્યારે ખરી હકીકત છૂપવવાની જરૂર નથી.'

એમ કહીને એણે પોતાનું દાસ્તાન શરૂ કર્યું:

'હું પોતે ડૉક્ટર હતો. મ્હારૂં નામ ડૉ. અનંતરાય મ્હેતા હતું. મ્હેં એલ. એમ. એન્ડ એસ. ની પરીક્ષા પસાર કરી હતી. મ્હારૂં પરિણિત જીવન સુખી હતું. અમે અમદાવાદમાં રહેતાં હતાં.

'એવામાં કમનસીબે લાલા હરગોપાળ અમારી બાજુમાં રહેવા આવ્યા. એને અને મ્હારે સાહેબ સલામનો વહેવાર હતો, પણ એ ઘણો જ વિચિત્ર માણસ હતો. એણે શી રીતે મ્હારા ઘરમાં પગપેસારો કર્યો તે મ્હને ખબર નથી, પણ એક વખત મ્હને શંકા આવી અને હું કૈં પગલાં ભરૂં તે પહેલાં તો એ હરામખોર મ્હારી સ્ત્રી પદ્માને લઇને નાસી ગયો.

'પદ્મા આવું પગલું ભરશે એવું મ્હેં સ્વપ્ને પણ ધાર્યું ન હતું. એ ગઇ એટલે મ્હારો સંસાર વિષમય બની ગયો, મ્હેં મ્હારી પ્રેકટીસ છોડી દીધી. એની તપાસ કરવા હું મુંબઇ આવ્યો, એ લોકો અહીંયાં આવ્યાં હતાં એમ મ્હને ખબર મળી હતી.

'અહીં આવીને જોયું પણ પદ્માનો પત્તો લાગ્યો નહિ. હરગોપાળને મ્હેં જોયો. મ્હેં મ્હારો દેખાવ ફેરવી નાખ્યો હતો એટલે એ મ્હને ઓળખી શક્યો નહિ.

'મ્હેં અહીં આવીને મોટરનો ધંધો કરવા માંડ્યો પણ એમાં હું ફાવ્યો નહિ, એટલે છેવટે ટૅક્સી રાખીને ભાડે ફેરવવા માંડી. સૌને પેટ લાગ્યું છે. એને ભાડું આપ્યા સિવાય છૂટકો થતો નથી.

'બુધવારે પેલો અકસ્માત થયો અને બસ નીચે પેલી બાઇ કચડાઇ ગઇ, એ તો મ્હેં તમને કહ્યું જ હતું. એ બાઇ

બીજી કોઈ નહિ પણ પદ્મા હતી.'

'અમે એ અકસ્માત જોયો હતો અને તમારા વર્તન પરથી અમને શંકા ગઈ હતી.' મ્હેં ઉમેર્યું.

'એણે મને બધી વાત કરી. એ સંજોગનો ભોગ બની હતી અને લાલા હરગોપાલેજ એને ફસાવી હતી, તે એણે કહ્યું.

'એણે માફી માગી અને તે મ્હેં આપી. એની વાત સાંભળ્યા પછી લાલા હરગોપાલ પર વેર લેવાની તિવ્ર તમન્ના મ્હારા હૃદયમાં જાગી. મ્હારી તપાસ દરમિયાન મ્હને જણાયું હતું કે એ દર બુધવારે હિંદુકલબમાં જતો હતો અને મોડી રાતે ત્યાંથી પાછો ફરતો હતો. એટલે મ્હેં એને મ્હારી ટૅકસીમાં લીધો અને ત્યાંથી એને સેન્ડહર્સ્ટ બ્રીજ તરફ થઈને કોટમાં ન લઈ જતાં હું ચર્નીરોડના બાગ આગળ ટૅકસી લઈ ગયો, અને ટાયર તૂટી જવાનો દેખાવ કરીને ટૅકસી ઉભી રાખી.

'લાલા હરગોપાળ ઘેનમાં ચકચૂર હતો. મ્હેં એને ખેંચી કાઢ્યો અને બાગમાં ઘસડ્યો. એ જરા ભાનમાં આવ્યો. મ્હેં એને પદ્માનો ફોટો બતાવ્યો. એણે એ ઝડપીને ખીસ્સામાં મૂક્યો, અને પીસ્તોલ કાઢીને મ્હને મારવા આવ્યો. મ્હારા બચાવ ખાતર બાજુમાંથી એક લાકડું હાથમાં આવ્યું, તે લઈને મ્હેં એની છાતીમાં જોસભેર ફટકો માર્યો, એ એકદમ બાંકડાપર પડી ગયો. પડતાં પડતાં પણ એને સખત વાગ્યું અને એનો જીવ નીકળી ગયો. પછી તો મ્હેં એને બાંકડાને અઢેલીને ટુંટીયું વાળીને બેસાડ્યો.'

'તે પછી તમે તાજ મેન્શનમાં ગયા અને જે કંઈ કર્યું તે અમારાથી અજાણ્યું નથી. તમારી ચાલાકી સમજી શકાય એવી છે. તમારા કામમાં વિક્ષેપ નાખવાની અમારી વૃત્તિ નથી. ગુન્હાશોધન એ અમારો શોખનો વિષય છે, અને તે માટેજ તમને તસ્દી આપી છે.'

'આપનો ઘણોજ આભાર થયો.' કહીને રામસિંહ અથવા ડૉ. અનંતરાયે રજા લીધી.

પોલિસ તપાસમાં પેલા ફોટાવાળી બાઇના મરણની વાત જણાઇ, પણ વિશેષ હકીકત મળી શકી નહિ.

આઠેક દિવસ બાદ રામરાય બક્ષી મળવા આવ્યા ત્યારે એમણે કહ્યું: 'પેલો ટૅકસીવાળો રામસિંહ પોતાની મોટર વેચી-સાટીને કયાંક ચાલ્યો ગયેલ છે. અલબત્ત, એને લાલા હરગોપાળના ખૂન સાથે કૈં નિસ્બત નથી અને એને જે કૈં પૂછ્યું તેના સીધા અને સરળ જવાબ એણે આપ્યા છે, પણ આ ખૂનના બનાવે એનું મન ફેરવી નાખ્યું.'

'હૃદય પરિવર્તનનો એ પણ નવોજ પ્રકાર લાગે છે!' પંડિતજીએ ઉમેર્યું

એ સાંભળીને મને હસવું આવ્યું.

જયંત પણ હસી પડ્યો અને એણે પંડિતજીને ઇસારત કરી.

'પંડિતજી! પ્રેમના જૂદા જૂદા છે પ્રકાર! એની માફકજ ખરું ને?' મ્હેં પૂછ્યું.

'હા રે હા! જોજે વળી કૈં કવિતા ના લખી નાંખતો!' હસતાં હસતાં એ બોલ્યા.

☆

# મૃત્યુનો મ્હેમાન

'જયંતરાય છે કે? મ્હારે મી. જયંતને મળવું છે.'

આવનાર માણસ સુરત તરફનો હરિજન હતો પણ કંઇક સંસ્કારી લાગતો હતો. જયંત બહાર ગયો હતો અને પંડિતજી તથા હું ઘેર હતા.

'જયંત હમણાં આવશે. તમારે જે કંઇ કહેવું હોય તે અમને કહેશો તો ચાલશે.' પંડિતજીએ જણાવ્યું.

'બહુ સારૂં.' આવનાર માણસે કહ્યું.

અમે એને ખુરસી આપી અને સ્વસ્થ ચિત્તે પોતાની હકીકત કહેવા જણાવ્યું.

એને પોતાના શેઠ વિરૂદ્ધ ફરિયાદ કરવાની હતી:

'સર દાદીબાએ મ્હને નોકરીમાં રાખ્યો ત્યારે મ્હને લાગ્યું કે હું સારે ઠેકાણે પડ્યો; પણ બીજા નોકરો સાથે મ્હને ફાવટ આવી નહિ. ખાસ કરીને એમના બટલર સાથે મ્હને અણબનાવ

થયો; અને નવાઇની વાત તો એ છે કે મ્હારા મોઢામાંથી એકાદ શબ્દ અરબી ભાષામાં નીકળી પડ્યો તે સાંભળતાં વેંતજ સરસાહેબે મ્હને પાણીચું આપ્યું.'

'તમને અરબી ભાષા આવડે છે?' પંડિતજીએ પૂછ્યું.

'ના જી. ફક્ત પાંચપંદર શબ્દો હું જાણું છું. છેલ્લી લડાઇ વખતે હું એ તરફ લશ્કર સાથે ગયેલો એટલે થોડાંક વાક્યો યાદ રહી ગયાં છે. હું સરસાહેબની ચાંદીની તાસકને પાલીસ કરતો હતો, તે વખતે અરબીમાં 'ઠીક છે' એમ બોલ્યો. સરસાહેબે એ કમનસીબે સાંભળ્યું અને 'ચાલ ભાગી જા! મ્હારે ત્યાં તારૂં કામ નથી' એમ કહીને મ્હને નોકરીમાંથી કાઢી મૂક્યો. વગર નોટીસે રજા આપવા માટે એક માસનો પગાર પણ મ્હને આપી દીધો. એક હરફ બોલવા માટે આ રીતે પાણીચું મળવાથી મ્હને ઘણી નવાઇ લાગી.'

'એ બધું ખરૂં, પણ તમે અમારી પાસે કેમ આવ્યા?' પંડિતજીએ પૂછ્યું.

તદ્દન નજીવા કારણોસર અમારે ત્યાં આવતા અસીલોને એ સવાલ પંડિતજીએ અનેકવાર પૂછ્યો છે, એટલે આ પ્રસંગ પણ એમને એવોજ લાગ્યો હોય એમ મ્હને જણાયું.

'એનું કારણ એટલું છે મ્હારા મહેરબાન! કે સરસાહેબને ત્યાં મ્હને કંઇક ભેદ લાગ્યો.' એનો ગુસ્સો જરા નરમ પડ્યો હતો. એ આવ્યો ત્યારે એને પાણીચું મળવાથી ઘણો ગુસ્સો ચઢેલો લાગતો હતો પણ વખત જતાં તે નરમ પડે એ સ્વાભાવિક હતું.

'ભેદ?'

'હાજી. મ્હને અરબી બોલવા માટે રજા આપી, એ ભેદ નહિ તો બીજું શું? સરસાહેબના ખાનગી ખંડમાં એક ચિત્ર છે તેમાં માણસોને ફાંસી—'

પંડિતજી ટટાર થયા.

'ફાંસીનો દેખાવ! કઇ જાતનો?' એમણે પૂછ્યું.

'એ એક ફોટોગ્રાફ છે. એ મળવો મુશ્કેલ છે, કારણ કે એને પેનલમાં છૂપી રીતે જડેલો છે. એ જોવા માટે એક પેનલ ઉઘાડવું પડે એમ છે. એક વખત ભૂલથી સરસાહેબે પેનલ ખુલ્લું મૂકેલું અને હું ત્યાં જઇ ચઢેલો એટલે મ્હેં જોયેલો. ત્રણ માણસોને ફાંસીએ ચઢાવેલા છે અને પુષ્કળ તુર્ક લોકો એ દેખાવ જોવા એકઠા થયેલા છે. સરસાહેબ જેવા માટે ખાનગીમાં આવું ચિત્ર રાખવું એ ભેદ જેવું નથી લાગતું?'

'પણ એવું ચિત્ર રાખવું એ કૈં ગુન્હો નથી. ચિત્ર જરા વિચિત્ર છે તેની ના નહિ. એ સિવાય બીજું કૈં આપને કહેવાનું છે?'

એને કૈં ખાસ કહેવા જેવું હતું નહિ એટલે એણે રજા લીધી.

એના ગયા પછી પંડિતજીને લાગ્યું કે બટલર સાથે એને કેમ અણબનાવ થયો એ પૂછવાનું રહી ગયું.

'સર દાદીબા વિષે મ્હને એટલી ખબર છે' પંડિતજીએ મ્હને કહેવા માંડ્યું. 'કે એ ઘણાજ કંજુસ છે. હદ બહારના મખ્ખીચુસ છે. એના આલીશાન મકાનમાં એ ઓછામાં ઓછા નોકરો રાખે છે અને એમને ઘણો જ ઓછો પગાર આપે છે. એમણે તેલના કુવાઓમાંથી પુષ્કળ પૈસા પેદા કર્યા છે, અને લડાઇ દરમિયાન એમણે એ કુવાઓનો ઇજારો મેળવ્યો છે. ત્રણ માણસોની ફાંસીવાળા ચિત્ર બાબત એટલું કહી શકાય કે એમનો શોખ વિચિત્ર છે, બાકી એ કરતાં ઘણાં ખરાબ અને વિચિત્ર ચિત્રો પૈસાદારોના ખાનગી ખંડોમાં જોઇ શકાય એમ છે. માથાના વાળ ઉભા થઇ જાય એવા દેખાવ પણ કોઇ કોઇ વખત એવે ઠેકાણે જોવાના મળે એમ છે.'

'એ તો જેવો જેનો શોખ! એમને ફાંસીના ચિત્રનો શોખ હોય તો તે રાખે!' મ્હેં કહ્યું.

અને આટલેથી જ એ વાતનો તે વખતે અંત આવ્યો.

તે પછીથી એપ્રીલ મહિનાની શરૂઆતમાં જયતે છાપામાં વાચ્યું કે સર દાદીબા હવાફેર માટે યુરોપ તરફ ગયા હતા.

સર દાદીબા સાધારણ રીતે સંબંધ રાખવા લાયક માણસ ગણાતા હતા. એમની પાસે પુષ્કળ પૈસો હતો. એમનો દેખાવ ઠીક હતો. એમને લલિતકળાનું ઠીક ઠીક જ્ઞાન હતું. તેમજ ધનરોકાણ બાબત એ સારી રીતે ચર્ચા કરી શકતા હતા. એ ભલા ને એમનું કામ ભલું. ખોટી લપ્પન છપ્પન એમને પસંદ ન હતી. એમનો કોઇ દુશ્મન હોય એવું કાંઇ, જાણવામાં ન હતું. એ પોતે કોલાબા આગળ પાર્કલેનમાં પારેખભુવનમાં રહેતા હતા. એ આલિશાન મકાન એમણે સર ધનમોહનદાસ પારેખ પાસેથી અઢીલાખની કિંમતે ખરીદ્યું હતું. એ મોટે ભાગે અહીં અથવા વેસાવા ઉપરના પોતાના ભવ્ય બંગલામાં રહેતા હતા. ધી પર્સિયન એન્ડ ઓરીએન્ટલ ઑઇલ ટ્રસ્ટ જેના તેઓ પ્રમુખ હતા, તેની ઓફિસ જે ચર્ચગેટ સ્ટ્રીટમાં આવેલી હતી ત્યાં તેઓ સવારના અગીઆરથી બપોરના ત્રણ વાગ્યા સુધી નિયમીત હાજરી આપતા હતા.

આ ટ્રસ્ટ કંપની જો કે લિમિટેડ કંપની હતી, અને તેના ડીરેકટરોનું બોર્ડ હતું, છતાં તેની માલિકી ખરી રીતે તો સર દાદીબાની જ હતી. ટ્રસ્ટ મોટે ભાગે તેલનો તેમજ બેંકીંગનો ધંધો કરતું હતું. એના લગભગ બધા જ શેર સરસાહેબ પાસે હતા અને વર્ષે દહાડે આઠથી દશ લાખ રૂપિયા સરસાહેબ એમાંથી કમાતા હતા.

સરસાહેબના અંગત મિત્રો નહિ જેવા જ હતા. હજી એમણે લગ્ન કર્યાં ન હતાં.

જયંતે છાપામાં સરસાહેબના યુરોપ જવાના સમાચાર વાંચ્યા પછી આશરે એકાદ મહિને એક ભભકાદાર મોટર અમારા મકાન આગળ આવીને ઉભી રહી, એમાંથી સ્થુલ શરીરનો એક સદ્‌ગૃહસ્થ ઉતર્યો અને અમારે ત્યાં આવ્યો.

અમે એને ઓળખતા ન હતા. એ જયંતનેજ મળવા માગતો હતો.

જયંતે એનું નામ અને કામ પૂછયાં.

'મ્હારૂં નામ હરવદન બક્ષી. પર્સિયન એન્ડ ઓરીએન્ટલ ટ્રસ્ટનો જનરલ મેનેજર—'

'સર દાદીબાની કંપની?' જયંતે પૂછયું.

'હાજી. સર દાદીબાની કંપની. અલબત્ત, મ્હને જે શંકા છે તે મ્હારે પોલિસ પાસે રજૂ કરવી જોઇતી હતી પણ મ્હારા એક મિત્ર આપને માટે હદ બહારનું માન ધરાવે છે, અને એમણે મ્હને આ જાતનું કામ હોય તો આપને મળવા માટે ખાસ ભલામણ કરી છે એટલેજ હું અહીં આવ્યો છું.'

'સર દાદીબા બાબત કંઈ છે?' જયંતે સવાલ કર્યો.

મી. બક્ષીએ ડોકું હલાવી હા પાડી.

'જુઓને મી. જયંત! મારી સ્થિતિ ઘણીજ કફોડી થયેલી છે. સર દાદીબા ઘણા વિચિત્ર સ્વભાવના માણસ છે અને એમને જરા પણ ખોટું દેખાય એવું પગલું હું ભરૂં તો મ્હને રજા આપતાં એ પાછું વાળીને જુએ પણ નહિ'

'પણ એ તો યુરોપ તરફ ગયા છે ને?' જયંતે પૂછ્યું.

'હાજી. એકાએકજ એમને એ તરફ જવું પડયું. એ ગયા તે દિવસેજ બોર્ડની એક ઘણીજ અગત્યની મીટિંગ હતી, અને તેમાં એમની હાજરીની અનિવાર્ય જરૂર હતી; છતાં તે દિવસે સવારે મ્હને એમની ચીઠ્ઠી મળી કે તેઓ ઘણાજ અગત્યના અંગત કામકાજ સારૂ યુરોપ જવાના હતા. એમણે મ્હને સૂચના

આપી હતી કે મ્હારે એમની સાથે કોઇ પણ પ્રકારનો પત્રવ્યવહાર ન કરવો, તેમજ એ મુંબાઇ બહાર ગયા છે તે પણ કોઇને જણાવવું નહિ. કમનસીબે મ્હારા કલાર્કે મૂર્ખાઇથી છાપાના એક રિપોર્ટરને કહ્યું કે સરસાહેબ યુરોપ ગયા છે, અને તે એણે છાપી માર્યું!'

'એમનો તો એ ધંધો છે!'

'પણ કોઇ વખત એથી ગોટો વળી જાય છેને! સરસાહેબ ગયા પછી દસેક દિવસે એમણે કોન્સ્ટેન્ટીનોપલના એક હોટેલમાંથી મ્હને કાગળ મોકલ્યો. એની સાથે રૂા. ૩,૫૦,૦૦૦ નો ચેક બીડ્યો હતો અને જણાવ્યું હતું કે એ ચેકની રકમ, અમુક માણસ આવે ત્યારે એને આપવી. બીજે દિવસે તે માણસ આવ્યો.'

'એ કોણ હતો?' જયંતે પૂછ્યું.

'એ તુર્કસ્તાનનોજ વતની હતો. અમે એને સરસાહેબની સૂચના મુજબ ચેકની રકમ આપી.

'ત્યાર બાદ થોડે દિવસે અમને સરસાહેબનો બીજો કાગળ રોમના હોટેલ દ-રસ્સીમાંથી લખેલો મળ્યો. એમાં જણાવ્યું હતું કે એમણે રૂા. ૫,૨૩,૫૨૫ ની રકમનો એક ચેક બીજા એક ગૃહસ્થ પર બીડ્યો હતો અને તે તેઓ રજૂ કરે કે તુર્તજ અમારે એનાં નાણાં ચુકવી આપવાં, એ મુજબ અમે પૈસા આપી દીધા. તે પછી વળતેજ દિવસે અમને હોટેલ પ્લાઝા: નેપલ્સમાંથી લખેલો ત્રીજો કાગળ મળ્યો. તેમાં એમણે લખ્યું હતું કે એમણે મી. રીઝીયો નામના ગૃહસ્થ ઉપર એક ચેક રૂા. ૬,૫૮,૭૧૭-૯-૦ ની રકમનો મોકલ્યો હતો, અને તેઓ તે રજૂ કરે કે તરતજ અમારે એનાં નાણાં આપવાં. આ ત્રણ ચેકની રકમ આપતાં સરસાહેબની રોકડ શીલક ખલાસ થઇ. એમની બીજી મિલકત ઘણી મોટી છે પણ અંગત ખાતે જે

કે રોકડ શીલક હતી તે સાફ થઇ ગઇ!'

'હવે આ એક ચેક આપને બતાવવા લઇ આવ્યો છું તે જુઓ.–' એમ કહીને એણે પોતાની પાકીટમાંથી એક ચેક કાઢીને જયંતને આપ્યો. 'એનાં નાણાં અપાઇ ગયાં છે.'

જયંતે ચેક હાથમાં લઇને બારીકાઇથી જોવા માંડ્યો.

'આના ઉપર કરેલી સહી ફોર્જરી નથી એ બાબતની આપની ખાત્રી છે?'

'પુરેપુરી' મી. બક્ષીએ ખાત્રીપૂર્વક જણાવ્યું. 'ચેક તેમજ કાગળો સરસાહેબે પોતે જાતે લખ્યા છે. એમના હસ્તાક્ષર તથા સહી મને સુપરિચિત છે. એટલે એ બાબાત શંકાને સ્થાનજ નથી. મ્હને તો એની પાછળની આછી નિશાની જોઇને નવાઇ લાગે છે—'

એ એકદમ દેખાય એવી ન હતી. જયંતે બારી આગળ જઇને બારીકાઈથી જોયું, તો પેન્સીલની ઘણી જ આછી નિશાનીઓ ચેકની નીચલી કીનારી પર કરેલી હતી.

'એકાદ બે દિવસ એ મ્હારી પાસે રાખું તો હરકત નથી ને?' જયંતે પૂછ્યું.

'જરા પણ નહિ. સહી પર લાઇન મારેલી છે અને એના નાણાં પણ પગાર કરેલાં છે.'

જયંતે ચેક ફરીથી તપાસ્યો. એ ઓટોમન બેંક ઉપર લખેલો હતો, અને ઓટોમન બેંક એ સરસાહેબની ખાનગી બેંક હતી.

'શું બન્યું હોવાની કલ્પના છે?' જયંતે પૂછ્યું.

'મ્હને કંઇ સમજાતું નથી, પણ એમ લાગે છે કે કંઈ અવનવો બનાવ બન્યો હોવો જોઇએ.'

'શા ઉપરથી?'

'તે તો કેમ કહી શકાય? બાકી મારો અંતરાત્મા એમ

કહે છે.'

'તમે નેપલ્સમાં તાર કરીને પૂછ્યું?'

મી. બક્ષીએ હસીને જવાબ આપ્યો: 'હાજી. અને મ્હને તરત જ જવાબ મળ્યો. એ ઉપરથી મને એમ લાગ્યું કે આપનો કોઇ પ્રતિનિધિ ત્યાં હોય તો તપાસ થઇ શકે કે કંઈ અવનવો બનાવ તો નથી બન્યો? ખરી વાત તો એ છે કે હું કોઇ પણ પ્રકારની તપાસ કરૂં કે કરાવું છું તે મ્હારે સરસાહેબને જાણવા દેવું નથી. આપની તપાસને લગતું વ્યાજબી ખર્ચ અને ફી હું ખુશીથી આપીશ.'

એમ કહીને મી. બક્ષીએ રજા લીધી.

એમના ગયા પછી જયંતે અમને બધી વાત સમજાવી અને એની મુલાકાતનો હેતુ જણાવ્યો.

'વખતે કોઇએ પૈસા કઢાવવાનો ત્રાગડો રચ્યો હોય.' પંડિતજીએ સૂચના કરી.

'બનવા જોગ છે.' જયંતે કહ્યું. 'પણ આ બાબતનો વિચાર કરતા પહેલાં સરસાહેબનો ભૂતકાળ તપાસવો જોઇએ.

'એ મ્હારૂં કામ.' પંડિતજી બોલ્યા.

'ભલે' જયંતે જણાવ્યું.

પંડિતજી બહાર ગયા.

તેઓ મોડી રાત્રે પાછા ફર્યા. સરસાહેબને લગતી નવાઇ ભરેલી વિગતો એમણે મેળવી હતી.

'બાર વર્ષ ઉપર આજના સર દારીબા ઓટોમન ટેલીફોન કંપનીમાં તાર માસ્તર હતા. એમને જુદી જુદી આઠેક ભાષાઓ આવડે છે, અને કોન્સ્ટેન્ટીનોપલમાં એમનું નામ જાણીતું છે, એ ઉપરથી કંઈ પ્રકાશ પડે છે?'

જયંતે ડોકું ધૂણાવી ના પાડી.

'જરા પણ નહિ, છતાં તમારી બીજી ખબર વધુ ઉપયોગી

હોય એમ તમારો દેખાવજ કહી આપે છે.'

'એમને બાદશાહના પાસવાનો સાથે સારો નાતો હતો, અને ખરૂં પૂછો તો બાદશાહ અબ્દુલ હમીદના વખતમાં પાસવાનો પાસે પુષ્કળ સત્તાઓ હતી, અને એ લોકો પાસેથી જ એમણે 'કન્સેશન-' મેળવેલું—'

'શાનું 'કન્સેશન'?' જયંતે પૂછ્યું.

'તેલની જમીનને લગતું. માસ્કોના માઇલ સુધીના વિશાળ વિસ્તારનું એમણે કન્સેશન મેળવ્યું હતું, અને રાજબંધારણમાં ફેરફાર થવા છતાં પુષ્કળ પૈસા ખરચવાથી એ કાયમ રહી શક્યું હતું. એમના પાંચ ભાગીદારો કમનસીબ હતા. એમાંના ત્રણની સામે રાજદ્રોહનો ગુન્હો પુરવાર થયો અને એમને ફાંસીની સજા થઇ.'

'પેલો ફોટોગ્રાફ.' જયંતે ઉમેર્યું 'બીજા બેનું શું થયું?'

'બીજા બેને જન્મકેદ મળી. આ રીતે દાદીબા અહીં આવ્યા ત્યારે એ 'કન્સેશન'ના એકલા માલિક હતા. ત્યાર બાદ એમણે એ ત્રીસ લાખની કિંમતે પોતે ઉભા કરેલા પર્શિયન એન્ડ ઓરીએન્ટલ" ટ્રસ્ટને વેચ્યું.'

'ઠીક.' જયંતે કહ્યું.

પંડિતજીએ મેળવેલી વિગતો ઘણી ઉપયોગી હતી.

બીજે દિવસે સવારે દસ વાગે જયંત સર સાહેબને ત્યાં પારેખભુવનમાં ગયો, અને દરવાજાની ઘંટડીનું બટન દબાવ્યું.

બટલરે દરવાજા ઉઘાડ્યા અને એની તરફ શંકાની નજરે જોતાં બોલ્યો:

'સરસાહેબ બહારગામ ગયા છે, અને ઘણા વખત સુધી પાછા ફરવાના નથી.'

'એમના ખાનગી મંત્રી—'

'ઓફિસમાં મળશે'

જયંતે પોતાના ખીસ્સામાંથી એક કાર્ડ કાઢીને એના હાથમાં આપ્યું.

'મ્હારૂં નામ મનમોહનદાસ પારેખ.' જયંતે કહ્યું. 'મ્હારા બાપ ધનમોહનદાસ અહીં જન્મ્યા હતા. થોડા વખત ઉપર સરસાહેબ મ્હને સીમલા ખાતે મળ્યા હતા, ત્યારે મ્હેં એમની પાસેથી આ મકાન જોવાની રજા માગી હતી, અને તે એમણે ખુશીથી આપી હતી.'

એ કાર્ડમાં પોતે જ્યારે બહાર ગયા હોય ત્યારે 'પારેખ ભુવન' જોવાની એ રજૂ કરનારને પરવાનગી આપી હતી, અને તેની નીચે સર દાદીબાએ સહી કરી હતી.

જયંતને એ કાર્ડ તૈયાર કરતાં ખાસ્સો એક કલાક લાગ્યો હતો.

'હું આપને જોવા દઇ શકું એમ નથી. સરસાહેબે જતા પહેલાં કોઇ પણ અજાણ્યા માણસને મકાનમાં દાખલ કરવાની મ્હને સખત તાકીદ આપી છે.' બટલરે રસ્તો રોકતાં જણાવ્યું.

'આજે શો વાર થયો ?'

'જે થયો હોય તે ઘેર જઇને જોજો !' એમ કહીને એણે એકાએક જ બારણું બંધ કર્યું; અને જયંત જોતો જ રહી ગયો.

જયંતે એ મકાનનું બહારથી જ નિરીક્ષણ કર્યું.

એની બાજી ધૂળમાં મળી ગઇ હતી.

ઘેર આવીને એણે પંડિતજીને ગુન્હેગાર દુનિયામાં અમુક તપાસ કરવાની સૂચના આપી. ગુન્હેગાર દુનિયાના કેટલાક ઝળકતા સીતારાઓને પંડિતજી ઠીક ઠીક ઓળખતા હતા.

પંડિતજીએ યોગ્ય તપાસ કરી અને એ પાછા ફર્યા ત્યારે જયંત સૂક્ષ્મદર્શક કાચ વડે પેલા ચેક પરની આછી નિશાનીઓ તપાસતો હતો.

એ એકાએક ઊઠ્યો અને ટેલીફોન ગાઇડ લઇને પાનાં

ફેરવવા લાગ્યો.

'બક્ષી ઓફિસમાંથી ઘેર ગયા હશે. હું ભૂલતો ન હઉં તો આજ એમનો નંબર લાગે છે.' એ બોલ્યો અને ટેલીફોન જોડ્યો.

સામેથી જવાબ મળ્યો કે મી. બક્ષી ઘરમાં જ હતા, નોકરે એમને ખબર આપી એટલે તેઓ ફોન પર આવ્યા.

'મી. બક્ષી! સરસાહેબનો ચેક કોની પાસે આવત? કયા ઓફિસર પાસે આવત એમ હું પૂછું છું.'

'એકાઉન્ટન્ટ પાસે.' સામેથી જવાબ મળ્યો.

'એને નોકરી પર કોણે રાખ્યો હતો? તમે?'

'ના જી. સરસાહેબે. એ પહેલાં ઇસ્ટર્ન ટેલીગ્રાફ કંપનીમાં તારમાસ્તર હતો. સરસાહેબે એને—'

'એ અત્યારે ક્યાં છે?' જયંતે આતુરતાથી પૂછ્યું.

'રજા પર ગયો છે. છેલ્લો ચેક આવતા પહેલાં એ ગયો. આપને જરૂર હોય તો તાર કરીને તેડાવી મંગાવું.'

જયંત હસ્યો, એને ભેદ જડતો લાગ્યો.

'એ બહારગામ ગયો છે તેની મ્હને ખબર હતી આપને તસ્દી લેવાની જરૂર નથી.' એમ કહીને એણે રીસીવર ઠેકાણે મૂકયું.

'કેમ પંડિતજી! આપના શા સમાચાર છે?' એણે પંડિતજીને પૂછ્યું.

પંડિતજીએ પોતાની તપાસની હકિકત વિગતવાર જણાવી. એ સાંભળ્યા પછી જયંતે મ્હને બોલાવ્યો અને કહ્યું:

'આપણે ત્રણેને હમણાંજ 'પારેખભુવન' માં જવાનું છે. નટવર! ત્રણેની પીસ્તોલ તૈયાર રાખજે.'

થોડીવારે અમે ત્રણે જણ શસ્ત્રસજ્જ થઇને નીકળ્યા.

રસ્તામાંથી અમે ઇન્સપેકટર જમશેદજી માદન અને એમના

ચારેક વિશ્વાસુ કોન્સ્ટેબલોને લઇ લીધા.

બટલરે પારેખ ભુવનનું બારણું ઉઘાડયું કે તરતજ જમશેદજીએ એને ગળચીમાંથી પકડી લીધો, અને કોન્સ્ટેબલોને સોંપ્યો.

અમે અંદર ગયા.

એક નોકર જરાપણ બોલીને કે બૂમ મારીને, બીજાઓને ચેતવણી આપે તે પહેલાં એને ગીરફતાર કરી લીધો.

એટલામાં મી. બક્ષી પણ આવી પહોંચ્યા. જયંતે એમને તાકીદનો ટેલીફોન કરીને બોલાવ્યા હતા.

અમે છેક ઉપરના માળે ગયા. ત્યાં બારીઓ વિનાના એક ખંડમાં સર દાદીબાને મૃત્યુના મ્હેમાન થયેલા જોયા. એમના મેનેજર મી. બક્ષી પણ એમને ઘણી મુશ્કેલીથી ઓળખી શક્યા. બાજુના ખંડમાં એમનાપર દેખરેખ રાખતા બે તુર્કને કેદ કરતાં ઝાઝી તકલીફ પડી નહિ.

એ બેમાંના એક જણે 'પારેખભુવન'માં 'ગુન્હેગાર દુનિયા'ના માણસો ગોઠવ્યા હતા.

'આણે અમને દગો દીધો હતો.' એ બોલ્યો. 'એની દાનત તો અમને પણ અલશીરી અને હાતીમની પેઠે ફાંસીએ ચઢાવવાની હતી; પણ અમે સાક્ષીઓને ફોડ્યા એટલે બચી ગયા. તેલના વિસ્તારમાં અમે છ ભાગીદાર હતા. અમારો ભાગ પડાવી લેવા એણે જૂઠા સાક્ષી અને ખોટા પુરાવા ઊભા કર્યા, કે અમે સરકાર વિરૂદ્ધ કાવતરું કરતા હતા. અમારી સામે કેસ ચાલ્યો. ત્રણને ફાંસી થઇ ને અમને બેને જન્મટીપ મળી. અમે કેદખાનું તોડી નાસી છૂટ્યા અને અહીં આવ્યા. મ્હેં નક્કી કર્યું હતું કે અમારા હક્કના પૈસા અમારે એની પાસેથી વસુલ કરવા. પણ સાથે સાથે એ પણ ખાત્રી હતી કે કાયદાની કોર્ટ અમને એ કામમાં મદદ કરે એમ ન હતું.'

અમે એમને જમશેદજીને સોંપ્યા.

મી. બક્ષી સર સાહેબની સરભરામાં રોકાયા.

ઘેર પાછા ફરતી વખતે જયંતે અમને જણાવ્યું: 'વાત એટલી સરળ હતી કે મ્હારૂં ધ્યાન પહેલી તકે એના તરફ ન ખેંચાયું એજ નવાઇ છે! ચેકની પાછળની નિશાનીઓ સ્પષ્ટ હતી. પેલા માણસે કહેલી હકિકત ખરી હતી. એણે અહીં આવ્યા પછી 'ગુન્હેગાર દુનિયા'માંથી વીણીવીણીને સર દાદીબાને ત્યાં પોતાના માણસોને નોકર તરિકે ગોઠવ્યા. એ એમના સ્વભાવથી સુપરિચિત હતો, એટલે રીતસર ગોઠવણ કરતો રહ્યો. પેલો માણસ આપણી પાસે આવ્યો હતો તેને સર સાહેબે બાતે રાખ્યો હતો, એટલે એને બટલર સાથે અણબનાવ હતો અને અરબી શબ્દ બોલવા માટે સર સાહેબે એને કાઢી ન મૂક્યો હોત; તો પણ એ વધુ વખત ટકી ન શકત. સરસાહેબનો અંતરાત્મા પોતે જેને દગો દીધો હતો તેનાથી ઘણોજ ડરતો હતો. પેલાને અરબી બોલતો જોઇ એમને લાગ્યું કે વખતે એ છૂપો બાતમીદાર હશે એટલે તરતજ એને કાઢી મૂક્યો.

'જે દિવસે સરસાહેબ એકાએક જવાના હતા તે દિવસે પેલા તુર્કોએ અચાનક એમને ગીરફતાર કર્યા, અને ઉપરના ખંડમાં કેદ કર્યા. પછી એમણે બધી ગોઠવણો કરીને પેલા કાગળ તથા ચેક લખવાની એમને ફરજ પાડી. સરસાહેબને મોડું મોડું પણ ભાન આવ્યું, કે એમનો એકાઉન્ટન્ટ તાર માસ્તર હતો, એટલે એમણે ચેકની પાછળ પેન્સીલની આછી લાઇનોમાં મોર્સકોડમાં સંદેશો મોકલ્યો તેમાં એમણે જણાવ્યું હતું કે 'હું પાર્કલેનમાં કેદી છું' કમનશીબે એ એકાઉન્ટન્ટ રજા પર ગયો હતો એટલે એ સંદેશો વંચાયા વિનાનો રહ્યો.

પંડિતજીએ એ ચેક લઇને જોયો ને બોલ્યા:

'ઠીક! ત્યારે તો પોતાને છોડાવ્યા બદલ સરસાહેબ સારી

જેવી ફી આપ્યા વિના નહિ રહે.'

થોડા દિવસ પછી જયંતે પંડિતજીના હાથમાં એક કાગળ મૂકયો એની સાથે એક ચેક પણ હતો. એ જોઈને પંડિતજી બોલી ઉઠ્યા: 'ફકત પોણો સો રૂપિયા! એ માલેતુજાર પણ ભારે મખ્ખીચુસ લાગે છે!'

'દોરડી બળે પણ વળ ન છોડે!' મ્હેં ઉમેર્યું.

'ખરેખર! એ મૃત્યુનો મ્હેમાન થવાને લાયક જ હતો.' પંડિતજી બોલ્યા.

☆

# પ્રાઈમસનો ભોગ

'નટવર! આ કોરોનરને તો 'ગુજરાતી મેનિયા' લાગુ પડ્યો લાગે છે!' પંડિતજી બોલી ઊઠ્યા.

'ગુજરાતી મેનિયા એટલે?' મ્હેં પૂછ્યું.

'ગાંડપણનો એ પણ એક પ્રકાર છે.' પંડિતજીએ જવાબ આપ્યો. 'જાતજાતનાં ગાંડપણ હોય છે. કેટલાક માણસ બધી વાતે ડાહ્યા હોય છે પણ અમુક વાત આવતાં એમનામાં ગાંડપણ આવી જાય છે. એ લોકો ખાય પીયે, હરે ફરે અને અનેક વાતે ડાહ્યા દેખાય છતાં જ્યારે એમના ગાંડપણના વિષયની વાત નીકળે ત્યારે એમના મગજની કમાન છટકે અને ગાંડપણ શરૂ થાય. એ રીતે મુંબાઈનો કોરોનર બધી વાતે ડાહ્યો માણસ છે પણ જ્યારે જ્યારે એની પાસે સ્ટવના અકસ્માતમાં ગુજરાતીનું નામ આવે છે ત્યારે ત્યારે એના ભેજાની કમાન છટકે છે અને દિલચ્હાય તેમ ગાળો ભાંડવા મંડી

પડે છે એટલે મ્હને લાગે છે કે એને 'ગુજરાતી મેનિયા' લાગુ પડ્યો છે.'

'એમ બાબત છે! એનો મેનિયા પણ અજબ છે; એની ના નહિ.' મ્હેં એમને અનુમોદન આપ્યું.

'અને એની દલીલ તો જો! અકસ્માત થાય છે માટે સ્ટવ ન વાપરવો!'

'એમ તો ઘણાય અકસ્માત થાય છે—'

'હું પણ એજ કહું છું. રેલ્વેમાં રોજ અકસ્માત થાય છે અને માણસો મરે છે માટે કાલે ઉઠીને તો એ એમ પણ કહેવા નીકળશે કે રેલ્વે બંધ કરવી!'

'અને મોટર અકસ્માતનું શું?'

'રોજ રોજ એના અકસ્માત થાય છે અને ભાગ્યેજ કોઈ દિવસ એવો જતો હશે કે મુંબાઇ જેવા મોટા શહેરમાં મોટર-નો અકસ્માત નહિ થયો હોય. એનું ચાલે તો એ મોટરની વપરાશ પણ બંધ કરાવે!'

'એના હાથમાં સત્તા હોય તો એમ પણ કરે.'

'પણ નથી એનોજ વાંધો છે ને! સ્ટવનો અકસ્માત થયો એટલે એ ખુશખુશાલ પોતાની કોર્ટમાં જે સ્ટવ કે પ્રાઇમસને લીધે અકસ્માત થયો તે સ્ટવ કે પ્રાઇમસ મંગાવે છે અને તેનો નાશ કરે છે! એજ પદ્ધતિ અખત્યાર કરીને એ મોટરના અકસ્માત વખતે મોટર કેમ મંગાવતો નથી અને તેનો નાશ કેમ કરતો નથી?'

'એમ કરતાં એને મુડીવાદ અટકાવે છે. મોટરના માલિકો લાગવગવાળા અને પૈસાપાત્ર હોય છે અને એકાદ મોટરનો એ રીતે નાશ કરવામાં આવે તો તરતજ સેક્રેટરી ઓફ સ્ટેટ સામે નુકશાનીનો દાવો માંડી શકે એવા હોય છે. જ્યારે બિચારા સ્ટવના વાપરનાર ગરીબ માણસો હોય છે અને પાંચ પંદર

રૂપિયાના માટે કોર્ટમાં જવાનું એમને પાલવે એમ હોતું નથી એટલે એ સ્ટવનો નાશ થતો જોઇ રહે છે અને સાંખી લે છે.'

'તારી વાત બરાબર લાગે છે.' પંડિતજી બોલ્યા. 'ગરીબકી જોરૂ સબકી ભાભી!' પ્રાઇમસ વાપરનાર ગરીબ માણુસને એ રીતે આર્થિક નુકશાન—એક તો એ ગમગીનીમાંજ હોય તેવે પ્રસંગે કરવું એ કોરોનરને છાજતું નથી. જે વસ્તુથી અકસ્માત થયો કે માણસ મરી ગયું, તે વસ્તુનો નાશ કરવાની કાયદેસર સત્તા કોરોનરને હોય તો એ શા માટે મોટરકારોનો કે રેલ્વેની ગાડીઓનો નાશ કરતો નથી? એનાથી તે થતું નથી એટલે એ વાત તો ચોખ્ખી દીવા જેવી છે કે તે એની સત્તાની બહાર છે; તો પછી પ્રાઇમસનો નાશ કરવાની વાત એની સત્તાની અંદર શી રીતે આવી તે સમજી શકાતું નથી. અને તે છતાંય એને પ્રાઇમસો ભાગવા હોય તો પોતાને ખર્ચે મંગાવીને ભલે ભાંગે કે ફોડે. તેમ કરતાં એને કોઇ રોકતું નથી. અથવા એનામાં હિંમત હોય તો પ્રાઇમસની આયાત હિંદુસ્તાનમાં થતી સદંતર બંધ કરે!'

'એ વાત તો કીડીના મ્હોંમાં કાળીંગડુ આપવા જેવી છે! પંડિતજી! એનામાં એટલી હિંમત હોત તો એ કોરોનર ન રહ્યો હોત પણ ધારાસભાનો પ્રમુખ બન્યો હોત અથવા હોમ મેમ્બર થયો હોત અને પોતાની મરજી માફકનો કાયદો કરાવ્યો હોત પણ 'વો દિન કહાં!'

'તો પછી પોતાના હાથમાં જે કૈં સત્તા હોય તેનો સદુપયોગ કરવો જોઇએ. એ ભલા આદમીને અવારનવાર ગુજરાતીઓને ગાળો ભાંડવાનો અભખરો થઇ આવે છે તે બિલકુલ ન ઇચ્છવા જોગ છે. એના મોભાને છાજતું એ વર્તન નથી.'

એને જડબાતોડ જવાબ આપનારા કૈંક નીકળી આવે છે.'

'પણ જવાબ ન આપે તો કરે શું? અકસ્માત થયો અને

એની કોર્ટમાં ગયા તે એ ગધેડા કે મૂર્ખા કહે તે સાખી લે હું તો જરાપણ સાંખી ન રહું.'

'એની તો મ્હારી ખાત્રી છે.'

એટલામાં જયંત આવ્યો.

'કેમ શું ચાલે છે? એણે પૂછ્યું.

મ્હેં અમારી વચ્ચેની વાતચીત મુદ્દાસર કહી સંભળાવી.

'તમે એક મુદ્દો ભૂલી જાવ છો. એનામાં ગાંડપણ હશે કે પંડિતજી કહે છે તે મુજબનો મેનિયા એને લાગુ પડ્યો હશે એ કબુલ કરીએ તો પણ ગુજરાતીઓને એ રીતે તતડાવવામાં એનો હેતુ બુરો નથી એ પણ ન ભૂલવું જોઇએ.'

'પણ ગાળો ભાંડવામાં યે સારો હેતુ?'

'જૂના જમાનામાં માસ્તરો છોકરાઓને મારતા તેમાં એ એમનો હેતુ છોકરાઓના હિત વિરૂદ્ધનો હતો એમ માનીએ તોજ કોરોનરનો હેતુ ખરાબ છે એમ માની શકાય. માસ્તર છોકરાને સુધારવા મારતા એ દલીલ ગળે ઉતરતી હોય તો કોરોનર પણ સુધારવા માટે જ ચાબખા મારે છે એ દલીલ ગળે ઉતરે એવી છે.'

'પણ જયંત! આજનો જમાનો કિન્ડરગાર્ટન અને મોન્ટી-સોરી પદ્ધતિનો છે અને તેના નિષ્ણાતો બાળકોને બિલકુલ મારવાની મના કરે છે. જમાનો આગળ વધે તેમ માણસોએ પણ ફેરફાર કરવો રહ્યો.' મ્હેં કહ્યું.

'એણે એટલો ફેરફાર નથી કર્યો ત્યારે તો એ દહાડે દહાડે અકારો થતો જાય છે,' જયંતે જણાવ્યું. 'ગુજરાતીઓની બેદરકારીને લીધે અકસ્માત થતા હોય ત્યાં સુધી તો બધું ઠીક છે પણ એને એવો વ્હેમ છે કે કેટલાક કેસમાં અણમાનીતા માણસોનો—સ્રીઓનો એ રીતે નીકાલ કરવામાં આવે છે; એમને મારી નાખવામાં આવે છે અને સ્ટવ અકસ્માતથી મરી ગઇ

એમ બતાવવામાં આવે છે. ભયંકર ગુન્હાને–મનુષ્ય વધને અકસ્માતના સાણા હેઠળ છૂપાવી દેવામાં આવે છે એવી માન્યતા થતી ગઇ છે અને એને વ્હેમ આવે છે એટલે એની જીભમાં કડવાશ વધતી જાય છે.'

'બનવા જોગ છે, પણ એની માન્યતામાં કૈં તથ્ય છે ખરું?' પંડિતજીએ પૂછયું.

'મ્હને પણ કૈંક એવો વ્હેમ જાય છે.' જયંતે કહ્યું. 'અને મ્હેં આપણા મિત્ર જમશેદજી માદનને બીજે પ્રસંગે એવો કેસ થાય ત્યારે પોસ્ટમૉર્ટમ તપાસ વખતે આપણને ખબર આપવા સૂચના કરી છે.'

'તો પછી વખત આવ્યે ખાત્રી થશે.'

'ભલે.'

'આ ચર્ચા થયા પછી થોડા દિવસ સુધી કૈં જાણવા જેવો બનાવ બન્યો નહિ.

આઠેક દિવસ પછી જમશેદજી માદને ખબર આપી કે એક બાઇ પ્રાઇમસનો ભોગ બની હતી અને તેની પોસ્ટમૉર્ટમ તપાસ બપોરે રાખી હતી.

'જયંતે મ્હને વાત કરી અને અમે બન્ને જણે સાથે જ જવાનું નક્કી કર્યું.

જમશેદજી માદન છૂપી પોલિસના બાહોશ અમલદાર હતા અને પોતાની હોશિયારીથી સુપ્રિન્ટેન્ડેન્ટના દરજ્જે પહોંચ્યા હતા. અમારે એમની સાથે સારો સંબંધ હતો અને વખત આવ્યે પરસ્પર એકબીજાની સહાય લેતા હતા.

પોસ્ટમૉર્ટમની બારીક વિગતોમાં હું નહિ ઉતરું. એ ક્રિયામાં ભાગ લેવાની પોલિસ સર્જને મ્હને રજા આપી હતી અને માત્ર એક અપવાદ સિવાય બીજું બધું બરોબર હતું. એ અપવાદ મરનારનાં ફેફસાંઓ ખાલી હોવાને બદલે પાણીથી

ભરેલાં હોવાનો હતો. એ તરફ મ્હેં પોલિસ સર્જનનું ધ્યાન ખેંચ્યું હતું પણ એમને એમાં કૈં વજુદ જેવું લાગ્યું ન હતું. દાર્શનિક પુરાવાઓ સાથે એ એકજ વાત અસંગત હતી.

જયંત અને હું એકલા પડ્યા ત્યારે અમે એ અસંગતિ પર વિચાર કરવા બેઠા.

'એ ઉપરથી તું શું અનુમાન પર આવે છે?' જયંતે પૂછ્યું.

'એટલુંજ કે એના મરણ બાબત ભેદ છે.' મ્હેં જણાવ્યું. 'એ ભલે પ્રાઇમસના અકસ્માતનો ભોગ બની પણ મ્હને તો મૃત્યુનું કારણ શ્વાસના અવરોધનું લાગે છે.'

'અને તે પાણી ભરાઇ જવાને લીધે થયો એમજને?'

'હાસ્તો.'

'તો પછી એ ડૂબીને મરી ગઇ?'

'એને લગતો પુરાવો નથી.'

'એ તો આપણે જોયું પણ એ એક અસંગતિ આપણને શંકિત બનાવે છે.'

'જરૂર'

પણ પ્રત્યક્ષ પુરાવાના અભાવે કોરોનરની કોર્ટમાં એમ ઠર્યું કે મરનાર બાઇ સ્ટવના અકસ્માતનો ભોગ બની હતી. કોરોનરે પોતાનો ગુજરાતીઓ સ્હામેનો ઉભરો ખાલી કર્યો. એને એક સુંદર તક મળી.

છાપાંઓએ એના બોલ ઝીલી લીધા અને લોકોની છાતીમાં માર્યા. કોરોનરની આ જાતની ટીકાઓ છાપાવાળા છાપતા બંધ થાય તો એ આવતી કાલે ડાહ્યો ડમરો થઇ જાય. છાપાંઓજ એના બોલનો પ્રચાર કરીને એને સાતમે આસમાન ચઢાવે છે!

મરનાર બાઇ વિષે અમને આટલી ખબર મળીઃ

એ પૈસાપાત્ર હતી. એનો ધણી સારી રકમ મૂકી ગયો હતો, એ મુડીમાં એણે પંદર વર્ષના લાંબા ગાળામાં સારો

વધારો કર્યો હતો.

એનું નામ ગોમતી. ગોમતી ગિરગામમાં રહેતી હતી. એ રહેતી હતી તે માળો એની માલિકીનો હતો.

એ ઘણીજ ભાવિક હતી. વરસમાં ૭ મહિના એ બહારગામ રહેતી. ડાકોરમાં એ ઘણો વખત ગાળતી.

એ જે દિવસે સ્ટવના અકસ્માતનો ભોગ બની તે દિવસે તે ઘરમાં એકલીજ હતી. એની ઘાટણ વીટાબાઇનો હાથ ચોખ્ખો ન હતો એટલે તે રજા લઇને પોતાની કોઇ સગીને મળવા ગઇ હતી તે પાછી ફરી ત્યારે એણે ગોમતીબાઇને પ્રાઇમસના અકસ્માતનો ભોગ બનેલી જોઇ. સ્ટવ ભડભડાટ બળતો હતો અને ગોમતીબાઇનાં કપડાં બળી ગયા હતાં અને એ આખે શરીરે સખત દાઝી ગઇ હતી. વીટાબાઇ આવી ત્યારે એ મરી ગઇ હતી.

એના માળાને ઉપરને માળે એ રહેતી અને રસોડું પાછળના ભાગમાં હતું. ત્યાં એની બૂમ નીચેવાળાને બિલકુલ સંભળાઇ ન હતી. સંભળાઇ હોત તો એ લોકો ઉપર દોડી જાત.

કોરોનરની તપાસ વખતે આ બધી વિગતો બહાર આવી.

અમારી અસંગતિને મરનારની દાઝ્યા પછીની બૂમો નીચેવાળાએ ન સાંભળી એ એક વાત ટેકો આપતી હતી. સ્ટવનો અકસ્માત થતાં પહેલાંજ એ મરણ પામી હોય તો બૂમો પાડવાનો પ્રસંગજ શી રીતે ઊભો થાય? દાઝ્યા છતાં બૂમ પાડવાનો કે દોડવાનો અભાવ એ બીજી અસંગતિ હતી.

ગોમતીના મરણથી કોને લાભ થતો હતો? એ પ્રશ્ન અમારી સામે આવીને ઊભો રહ્યો. સાથે સાથે બીજો સવાલ પણ એ ઊભો થયો કે ગોમતીનું મરણ નિપજાવવામાં એ વ્યકિતનો હાથ હતો કે કેમ?

ગોમતીનો વર ગંગાદાસ એના બાપનો એકનો એક

દીકરો હતો. ગંગાદાસના બાપ પોતાના ભાઈઓથી છૂટા પડયે કેટલાંય વરસો વીત્યાં હતાં. એમના નાના ભાઈના દીકરાના દીકરાઓ પણ મરી પરવાર્યા હતા. એમના વંશમાં ભગવાનદાસ કરીને એક જણ હતો અને તે ગોમતીની મિલકતનો જો એણે વીલ ન કર્યું હોય તો હકદાર વારસ થતો હતો. એણે ગોમતીની મિલકત કબજે લેવાનો પ્રયત્ન શરૂ કર્યો હતો.

ભગવાનદાસના હાથમાં મિલકતનો કબજો જાય તે પહેલાં બીજો એક હકદાર ઊભો થયો. ગોમતીએ મરતાં પહેલાં પોતાનું વીલ કર્યું હતું અને તેની રૂએ તે મરનારની મિલકતનો ટ્રસ્ટી અને વારસ નીમાયો હતો. એણે પોતાના વકીલો મારફત મિલકતનો કબજો લીધો અને મરનાર બાઈ ગોમતીની મિલકતનું વહિવટ પત્ર મેળવવા માટે હાઈ કોર્ટમાં અરજી કરી.

અમારા મિત્ર કનૈયાલાલને મળીને અમે મરનારનું વીલ જોવાની ગોઠવણ કરી.

કનૈયાલાલ બાહોશ સોલીસીટર હતા અને મૅડોઝ સ્ટ્રીટમાં છગનલાલ એન્ડ કું. ના નામે ધીકતો ધંધો કરતા હતા. એમના દાદા છગનલાલે એ પેઢી સ્થાપી હતી અને એમણે બહુ જ સારી પ્રતિષ્ઠા સંપાદન કરી હતી.

એમણે મરનાર બાઈ ગોમતીનું વીલ જોવાને લગતી ઘટતી વ્યવસ્થા કરી.

એ વીલથી એણે પોતાની મિલકત જે આશરે દોઢેક લાખ રૂપિયાની થવા જતી હતી તેના એકલા ટ્રસ્ટી અને વારસ તરિકે મહુવાના રહીશ માધવદાસ મકનજીને નીમ્યા હતા. એણે પંદરેક હજાર રૂપિયા જુદી જુદી ધર્માદા સંસ્થાઓમાં આપ્યા હતા અને દશ હજારની રકમ ડાકોરની એક સંસ્થામાં આપવાનું ફરમાવ્યું હતું. તે ઉપરાંત પોતાની મરણોત્તર ક્રિયાને લગતી ઘટતી ગોઠવણ રાખી હતી. ભગવાનદાસને દસ હજાર રૂપિયા

આપવા ફરમાવ્યું હતું અને એને એ રીતે પૈસા આપ્યા પછી બાકી રહેતી બધી મિલકત માધવદાસને આપેલી હતી.

માધવદાસ મકનજીને ફાળે આશરે એક લાખ રૂપિયા કરતાં વધારે કિંમતની મિલકત જતી હતી.

માધવદાસ મકનજી કોણ હતો? એને અને મરનારને શું સંબંધ હતો? એ સવાલનું નિરાકરણ કરવામાં ભગવાનદાસ મદદ કરે એમ હતું.

અમે તે પછી ભગવાનદાસને મળવાનું ઠરાવ્યું. એ ભલો માણસ હતો. એની ગોમતી કાકીએ દસ હજાર રૂપિયા આપવાના ઠરાવ્યા હતા તેથી એને સંતોષ થયો હતો. અલબત આખી મિલકત મળી હોત તો એના આનંદનો પાર ન રહેત પણ ગોમતી કાકીનું વીલ આડે આવ્યું હતું. ગમે તેમ પણ છેવટે એને દસ હજાર મળતા હતા અને એ રકમ એની અત્યારની સ્થિતિમાં નાનીસુની ન હતી. માધવદાસને માટે એને જબરી સુગ હતી. એનું નામ આવતાં જ એ બોલી ઊઠ્યો :

'એ પહેલા નંબરનો ભામટો છે. કોણ જાણે કાકી એને પોતાનો વારસ કેમ નીમી ગયાં છે!'

'બે વચ્ચે કેવો સંબંધ હતો?' જયંતે પૂછ્યું.

'માધવદાસ મ્હારા કાકા ગંગાદાસનો મિત્ર હતો અને એ અવારનવાર આવતો હતો. કાકીને એને માટે મમતા હતી.'

'મરનાર સાથે માધવદાસનું વર્તન કેવું હતું?'

'ખાસ કૈં વાંધો લેવા જેવું નહિ પણ કાકી ઘણીવાર જાત્રા કરવા જતાં અને માધવદાસ પણ એમની સાથે જતા. કાકી ઘણાં ભાવિક હતાં અને ઘણે ઠેકાણે એમણે ભેટો આપવાનું વીલમાં લખ્યું છે.'

'તમારે માધવદાસ સાથે કેવો સંબંધ છે?'

'મિયાં મહાદેવના જેવો, એને માટે મ્હારા પિતાજીને

પણ સારો અભિમાન ન હતો. કાકીએ એને વારસ નીમ્યો તે જાણ્યા પછી મ્હને એને માટે બેહદ તિરસ્કાર થયો છે. કાકીએ પોતાની રાજીખુશીથી વીલ કર્યું હોય એમ લાગતું નથી. એ કરતી વખતે તે માધવદાસના દબાણમાં હોવાં જોઇએ અને એની સહેમાં તણાઇને વીલ કર્યું હોવું જોઇએ.'

'મરનાર બાઇ કોઇ ઠેકાણે-જાત્રા જતાં ત્યાં બે ત્રણ મહિના એક સામટાં રહેતાં?'

'ઘણી વખત ચાર ચાર પાંચ પાંચ મહિના એ ડાકોર-માં પડ્યાં ને પાથર્યાં રહેતાં.'

તે પછી અમે મરનારનો ફોટોગ્રાફ મેળવવા પ્રત્ન કર્યો અને અમારા મિત્ર જમશેદજીની મદદથી તે મળતાં વાર ન લાગી.

તે પછી ડાકોર જઇને જયંતની સૂચના મુજબની તપાસ કરવાનું કામ પંડિતજીને સોંપ્યું. કોથળામાંથી બિલાડી નીકળે તેમ અમારી વાતચિતમાંથી જયંતે કોરોનરનો બચાવ કર્યો અને એના સમર્થનમાંથી આ કેસનો ફણગો ફુટેલો હોવાથી પંડિતજીને નવાઇ લાગી હતી.

ત્રણ દિવસ પછી તેઓ ડાકોરથી પાછા ફર્યા.

એમની તપાસમાં જણાયું કે મરનાર બાઇ ગોમતી માધવદાસ સાથે ત્યાં રહેતી અને એ બે વચ્ચે અનિષ્ટ સંબંધ હતો એમ પંડિતજીને ખાનગી રાહે ખબર પડી હતી. એ સંબં-ધના પરિણામે એમને બે સંતાન થયાં હતાં અને તેમને ઉછે-રવામાં ત્યાંની એક સંસ્થાએ મદદ કરી હતી. અત્યારે એ બન્ને બાળકો એ સંસ્થામાંજ હતાં.

પંડિતજી એ બન્ને બાળકોના ફોટા લઇ આવ્યા હતા.

બીજી તરફ જયંતે પણ માધવદાસને લગતી તપાસ શરૂ કરી હતી. એની તપાસમાં માધવદાસ પૈસેટકે પાયમાલ થઇ

ગયો હોવાનું માલમ પડ્યું અને તેને શેરબજારમાં વલણ પહેલાં પચીસ હજાર રૂપિયા ભરવાના હતા એમ જણાયું. છેલ્લા બે મહિનામાં એ ખુવાર થઇ ગયો હતો.

આ બધી હકીકત મળ્યા પછી અમે સમગ્ર દ્રષ્ટિએ વિચાર કરવા બેઠા.

બાઇ ગોમતી માધવદાસના પંજામાં ફસાઇ હતી.

બન્નેના સંબંધના ફળ રૂપે બે બાળકો અવતર્યાં હતાં અને તેમને માટે ઘટતી જોગવાઇ કરવામાં આવી હતી. માધવદાસ પૈસાની તંગીમાં આવ્યો હતો અને બનતી ત્વરાથી એણે મરનારને સમજાવીને વીલ કરાવી લીધું હતું. વીલ થયા પછી બહુજ થોડા વખતમાં બાઇ ગોમતી સ્ટવના અકસ્માતનો ભોગ બની હતી. એ મરતાં પહેલાં બૂમ પાડી શકી ન હતી. મરી ગઇ ત્યારે એકલી હતી અને એનાં ફેફસાં પાણીથી ભરેલાં હતાં એ બતાવી આપતાં હતાં કે મરનારનું મરણ ભેદી સંજોગોમાં થયું હતું, એની ઘાટણની જુબાની ખરી માનીએ તો પણ એટલું તો ચોક્કસ હતું કે એને કોઇએ પાણીમાં ડૂબાડી દીધી હતી અને મારી નાખી હતી. એના મરી જવા બાદ એણે એ સ્ટવના અકસ્માતનો ભોગ થઇ હોય એવો બધોયે દેખાવ સફળતાથી કર્યો હતો, અને બારણું ખુલ્લું મૂકીને જતો રહ્યો હતો. એને વીટાબાઇના જવાની ખબર હતી, એ ક્યારે પછી આવશે તે એની જાણ બહાર ન હતું. હવે એટલા વખતમાં બેધડક મરનાર બાઇના ઘરમાં કોણ જઇ શકે એમ હતું? પૈસાની ભારે તંગીમાં કોણ હતું? વલણ પતાવવા પૈસાની જોગવાઇ ન થાય તો કોની આબરૂ જાય એમ હતું? આ બધા સવાલનો જવાબ એકજ હતો કે માધવદાસનોજ બાઇ ગોમતીને મારી નાખવામાં હાથ હતો.

અમારી આ બાબત ખાત્રી થઇ એટલે અમે જમશેદજીને

બધી હકીકત જણાવી અને અમારી પાસેના પુરાવા રજૂ કર્યા તથા શી રીતે આગળ કામ લેવું એની ગોઠવણ કરી.

એકકી સાથે જમશેદજીએ માધવદાસ, વીટાબાઇ અને ડાકોરની પેલી સંસ્થાના વ્યવસ્થાપક ત્રણેને પકડી લીધા.

પોલિસે પકડ્યો એટલે માધવદાસના હોંશ ગગડી ગયા, અને વીટાબાઇ પણ ગભરાઇ ગઇ.

વીટાબાઇએ ગોમતીબાઇને મારી નાખવાનો પોતાના પર આરોપ છે એમ સાંભળ્યું એટલે તે ધ્રૂજી ઉઠી અને તેણે કબુલ કર્યું કે માધવદાસેજ એને બહાર જવાની સૂચના કરી હતી અને અઢીસો રૂપિયા આપ્યા હતા, તેમજ મરનાર પ્રાઇમસના અકસ્માતનો ભોગ થયા પછી શું કરવું તે સમજાવ્યું હતું. ગોમતીબાઇને માધવદાસે જ મારી નાખ્યાં હતાં પણ એ કંઇ કહે તો માધવદાસે એને પણ મારી નાખવાની ધમકી આપી હતી.

ડાકોરની સંસ્થાના વ્યવસ્થાપકે જણાવ્યું કે તેને તેની સંસ્થાનાં બે બાળકો મરનાર બાઇનાં માધવદાસથી ઉત્પન્ન થયેલાં સંતાન હોવાની પહેલાં તો ખબર ન હતી પણ પુરતી તપાસને અંતે તેને તે બાબતની ખાત્રી થઇ હતી. એમના ભરણ પોષણ માટે મરનારે સંસ્થાને પુષ્કળ દાન કર્યું હતું અને ખાનગી સૂચના કરી હતી.

માધવદાસને પોતાની વિરૂદ્ધના આ બધા પુરાવાઓ પછી બચાવ કરવો મુશ્કેલ લાગ્યો. એણે પોતાનું પાપ કબુલ કરી દીધું અને મરનારને પાણીના ટબમાં એનું ગળું દબાવી ગુંગળાવીને મારી નાખી હોવાનું એણે કબુલ કર્યું. ટબની અંદર ગળું એકલું જ દબાવેલું એટલે કપડાં પલળ્યાં ન હતાં. એ મરી ગયા પછી એના શરીરને ઠેકાણે પાડવાને અને પોતે ન સંડોવાય તે માટે એણે પ્રાઇમસના અકસ્માતનો દેખાવ ઘણી જ સાવધાનીથી કર્યો હતો, તેમજ કોરોનરની કોર્ટનો અભિપ્રાય

જાણ્યા પછી બધું સાંગોપાંગ પાર ઉતરવાથી એને સંતોષ થયો હતો અને પોતાનું પાપ બહાર આવવાનો એને ભય ન હતો.

માધવદાસના એકરારથી જમશેદજીનું કામ સરળ થયું. સેશન્સ કોર્ટે એની દયાની અરજી ન સ્વીકારી અને એને ફાંસીની સજા કરી.

ભગવાનદાસને ગોમતી કાકીની મિલ્કત મળી તે વખતે જયંતની સૂચનાથી એણે પેલાં બે બાળકોને માટે ઘટતી ગોઠવણ કરી અને એમને નામે એકાઉન્ટન્ટ જનરલને ત્યાં પચાસ હજારની રકમ ડીપોઝીટ મૂકી.

☆

# સ્મરણોનો સંગી

'નટવર! આજે મ્હેં એક વિચિત્ર યોગાનુયોગ જોયો.' પ્રાણશંકર પંડિતજીએ ખુરસી પર બેઠક લેતાં મ્હને કહ્યું.

અમે ત્રણ મિત્રો ડુમસ હવાફેર માટે ગયા હતા. જયંત, પ્રાણશંકર પંડિતજી અને હું. પંડિતજી ગુન્હાશોધનમાં નિષ્ણાત હતા, અને એની કીર્તિ દિગંત ગવાઇ ચૂકી હતી.

જયંતના ગુન્હાશોધનને લગતાં અનેક દળદાર પુસ્તકો મ્હેં ગુજરાતી જનતાને સાદર કર્યાં છે; અને એનો સંપૂર્ણ પરિચય કરાવ્યો છે. એના ગુન્હાશોધનને લગતી વિગતવાર હકીકતો એ પુસ્તકોમાં ઘણીજ રસિક શૈલીમાં સંગ્રહી છે.

સુરતથી સાત માઇલ દૂર સચીન સ્ટેટમાં આવેલું ડુમસ હવા ખાવાના સ્થળ તરિકે મશહુર છે. ત્યાં આગળ તાપી નદીનો સમુદ્ર સાથે સંગમ થાય છે. ઉન્હાળાની ઋતુમાં ડુમસમાં માણસો કીડીઓની પેઠે ઉભરાય છે. ત્યાંની ચોપાટી પર હવા

ખાવી એ જીવનની એક મોજ છે.

'શું જોયું?' જયંતે પૂછ્યું.

'હું ચોપાટીપર બેઠો બેઠો ઊડતી રેતીનાં મોજાં જોયા કરતો હતો ત્યાં મ્હારી નજર એક ઘાટીપર પડી. એ તદ્દન છાકટ થયેલો હતો. એણે પુષ્કળ બેવડો ચઢાવેલો હોય એમ લાગતું હતું.' પંડિતજી બોલ્યા. 'આ તો જાણે સાધારણ વાત છે, પણ નવાઇ જેવું તો એ હતું કે એના હાથપર જ્યારે મ્હારી નજર પડી ત્યારે મ્હને વીજળીનો આંચકો લાગ્યો.'

'શાથી?' મ્હેં પૂછ્યું.

'એના હાથની વીંટીમાં સાચો હીરો હતો.' પંડિતજી બોલ્યા. 'નહિ નહિ તોયે હજાર બારસોનું પાણીદાર નંગ હતું.'

'ઇમીટેશન હશે.' મ્હેં સૂચના કરી.

'ના રે ના! મ્હને હીરાની પુરતી પરીક્ષા છે. તે ન હત તો હું ચમકત નહિ. અને પછી એટલામાં બીજો બનાવ બન્યો.'

'ઠીક—'

'એક મોટર આવી ને સી વ્યુ હૉટેલ સ્હામે ઉભી રહી. તેમાંથી એક દક્ષિણી ગૃહસ્થ ઉતર્યો. એના હાથમાં પણ એવાજ પાણીદાર નંગની વીંટી હતી. બંને વીંટીઓ આબેહુબ મળતી આવતી હતી.'

'વખતે બે ભાઇ હશે—'

'ના રે ના! એક તો ઘાટો હતો જ્યારે બીજો ગૃહસ્થ હતો. અને પેલાએ જેવો એ ગૃહસ્થને જોયો તેવોજ તેનો નશો ઉતરી ગયો. તેણે ચકાસીને એના સામે જોયું. તેનું મગજ ઠેકાણે આવ્યું, પણ પગ હજી લથડીયાં ખાતા હતા તે તરતજ નાની ચોપાટીને રસ્તે દરિયા કિનારે કિનારે નાઠો. હું તેની પાછળ પડ્યો ત્યાં તેના મોઢામાંથી એ મતલબનું સંભળાયું કે; વિનાયક મરી નથી ગયો, જીવતો છે. પણ બેસતા વર્ષના

લીસ્ટમાં આવ્યું તે શી રીતે આવ્યું ?' એ ઘસડપસડ આગળ ચઢ્યો. રસ્તામાં મ્હને જીવણ મળ્યો. એને મ્હેં તેની પાછળ મોકલ્યો અને તે ક્યાં રહે છે તેની ભાળ મેળવવાનું કહ્યું.'

'ઠીક—'

'પછી હું સી વ્યુ હૉટલમાં ગયો. ત્યાં પેલો વિનાયક ચહા પીતો હતો. એનો ચહેરો જોતાં મ્હને જણાયું કે એ તાજેજ ઇરાક તરફથી આવ્યો હતો, અને એણે લડાઇમાં ભાગ લીધો લાગતો હતો. એની દમદમ પરથી પાંચેક વર્ષ એણે એ ખાતામાં કામ કર્યું હોય એમ જણાતું હતું. એ એક અઠવાડિયું હૉટલમાંજ રહેવાનો હતો એમ મ્હને તપાસ કરતાં જણાયું. તે પછી હું અહીં આવવા નિકળ્યો. રસ્તામાં જીવણ મળ્યો. એણે કહ્યું કે પેલો ઘાટી આથમણે ટેકરે એક ઇંટેરી મકાનમાં રહે છે અને ઘણા વખતથી અહીં આવીને વસેલો છે. એની સાથે એની કાકી અને બહેન રહે છે. બહેન વિધવા છે; એ સિવાય એ ઘરમાં ચોથું કોઇ માણસ રહેતું નથી. જીવણને મ્હેં એ ઘરપર દેખરેખ રાખવાની સૂચના કરી છે.'

'આ દિસાએ તમે એકજ જાતની વીંટી પહેરનાર બે માણસ એકી સાથે જોયા. એક સારી સ્થિતિનો તવંગર અને બીજો તદ્દન મુફલીસ. પહેલાને બીજો મરી ગયેલો માને છે. અને તે એણે બેસતા વર્ષના લીસ્ટ પરથી માનેલું. સચીન સ્ટેટ નાનું છે છતાં એના પ્રમાણમાં લશ્કરમાં ઠીક ભરતી કરી છે. ભરતી કરેલા માણસો મરણ પામ્યા હશે અને લીસ્ટ બહાર પડ્યાં હશે, તમે આ સ્ટેટનાં એ જાતનાં લીસ્ટ જૂઓ, તેમાં વિનાયકનું નામ જડે તો શોધી કાઢો.' જયંતે સૂચના કરી. એટલામાં જીવણ આવી લાગ્યો.

'શેઠ ! પોતાનું નામ ગેનબા.' જીવણે કહ્યું. 'એ ઘેર ગયો ત્યારે એની કાકી ન હતી. મ્હેંને પૂછ્યું પણ કે બરાબર

બોલેલો નહિ.'

'પછી?' જયંતે પૂછ્યું.

'એની કાકી આવી એટલે એ ઉઠ્યો અને બોલ્યો: 'વિનાયક મરલા નાહી, જીવંત આહે. મી ત્યાલા બગીતલા.' એની કાકીએ પૂછ્યું. 'કુઠે બગીતલા?' એણે કહ્યું: 'ચૌપાટી-વર.' પછી બેઉ જણાએ કંઇક ઘુસપુસ વાતો કરી. હું દરિયા બાજુની બારીની ઓથે લપાઇને સાંભળતો હતો. પણ બરાબર સંભળાયું નહિ. અર્ધા કલાક પછી પેલી ડોશી ઘરમાંથી નીકળીને સુરતને રસ્તે ગઈ.'

'તું પણ એની પાછળ જા અને કયાં જાય છે તે ધ્યાન રાખ' જયંતે એને સૂચના આપી. 'પંડિતજી! તમારો યોગાનુયોગ આગળ ચાલ્યો, એની ગતિ પણ ત્વરિત છે'

'ઘોડાની માફક કે ઊંટના જેવી?' મ્હેં પૂછ્યું.

'તને જેવી લાગે તેવી.' પંડિતજી હસીને બોલ્યા. 'હવે આપની સૂચનાનો અમલ કરૂં.' એમણે જયંતને કહ્યું.

'ભલે' એમ કહીને જયંતે ભલામણ પત્ર લખી આપ્યો.

'એ પત્ર લઇને પંડિતજી મોટરમાં જ સચીન ઉપડી ગયા. જયંતનું નામ જાણીતું હતું એટલે સચીનનો પોલિસ કમિશ્નર—અલબત, ન્હાના સ્ટેટના પ્રમાણમાં એ જગ્યાનો પગાર અને અધિકાર ઓછાજ હતાં; છતાં પણ એ ઓદ્ધો અને અમલદારી તો હતાં જ,—એના ભલામણપત્રને પુરતું માન આપે એમાં નવાઇ ન હતી.

જયંતના ભલામણપત્રે પંડિતજીનું કામ ઘણું જ સરળ કરી આપ્યું. પોલિસ કમિશ્નરે તરતજ લશ્કરી ભરતીમાં જે જે માણસોને દાખલ કરેલા, અને જેમના મરણને લગતી ખબર મુંબાઇ સરકાર તરફથી મળેલી તેને લગતા કાગળો મંગાવીને પંડિતજીને આપ્યા.

બેસતા વર્ષના એક લીસ્ટમાં પંડિતજીને વિનાયક યશવંત સામંતનું નામ મળ્યું. એના સંબંધી તરિકે ભાસ્કર વિઠ્ઠલ કરીને કોઇ બતાવ્યો હતો.

ભાસ્કર વિઠ્ઠલ કોણ હતો તેની પંડિતજીએ તપાસ કરી. એ પણ લડાઇમાં જોડાયેલો અને ત્યાંથી જીવતો આવ્યો હતો. ઇરાકમાં એ અને વિનાયક સાથે હતા, પણ પછીથી એને મૅસોપોટેમિયામાં જવાનું થયું એટલે છૂટા પડેલા.

પાછા ફર્યા પછી એને વિનાયકના મરણના સમાચાર આપવામાં આવ્યા હતા.

પંડિજીએ એનું ઠેકાણું પૃછ્યું. સદ્‌ભાગ્યે એ સચીનમાં જ રહેતો હતો.

કમિશ્નરનો આભાર માનીને પંડિતજીએ રજા લીધી. જ્યારે જોઇએ ત્યારે મદદ આપવાનો કમિશ્નરે વિવેક કર્યો. એ ત્યાંથી નીકળીને સીધા ભાસ્કર વિઠ્ઠલને મળ્યા. એણે પંડિત-જીને સારી રીતે આવકાર આપ્યો.

'વિનાયક! એનું આપને શું કામ પડયું?' પંડિતજીની વાત પરથી એણે પૃછ્યું. 'એના સંબંધી હકીકતની આપને શી જરૂર પડી?'

'એ સચીનના અને મુંબાઇ સરકારના લીસ્ટ પર મરણ પામેલો બતાવ્યો છે, પણ ખરી રીતે એ જીવે છે.' પંડિતજી બોલ્યા.

'ત્યારે તમે એનો ભેદ જાણો છો.' ભાસ્કરે કહ્યું. 'ભલે! પણ કૃપા કરી એ ખાનગી જ રાખજો. મ્હારી પાસેથી પણ એણે એવું વચન લીધું છે.'

પંડિતજીએ એ ખાનગી રાખવાનું કબુલ કર્યું અને એને લગતી હકીકત પૃછી.

'એના મિત્ર તરિકે એની ચઢતી પડતીની મ્હને ખબર છે. એ પહેલાં તો શોફર હતો કોઇ મોટા શેઠિયાને ત્યાં. પણ

એકાએક એની એ નોકરી છૂટી ગઇ. કૈંક પ્રેમની જ વાત હતી, એમ મ્હને ખબર મળી હતી. તે પછી તો એ ઘણોજ નિરાશ થયો હતો ને જીંદગીથી કંટાળીને લશ્કરમાં જોડાયો હતો. લશ્કરમાં પણ એ મરેલો જાહેર થયો. કોણ જાણે કોની ગફલતથી. પણ એ મુંબઇ આવ્યો અને ત્યાંથી જ એક મિત્ર સાથે આફ્રિકા ઉપડી ગયો. આફ્રિકામાં નસીબે એને યારી આપી છે, અને એ પુષ્કળ કમાયો છે. હજી સુધી એ પરણ્યો નથી. એ આ તરફ આવવાનું લખતો હતો.'

'આવ્યો છે.' પંડિતજીએ વચ્ચે જ કહ્યું.

'એમ! એની મ્હને ખબર ન હતી. આવે કે તરત જ મ્હને મળવા આવશે એમ હું ધારતો હતો. એ ક્યાં ઉતર્યો છે?'

'સી વ્યુ હોટેલમાં, સાંજના જ આવ્યો.' પંડિતજીએ જણાવ્યું.

'બીજું આપને કૈં પૂછવાનું છે?'

'એટલું જ કે એ ક્યાં રહેતો હતો અને ક્યાં જમતો હતો?'

'એ શોફર હતો, ત્યારથી જ એકલોજ રહેતો હતો પણ એને ત્યાં અમારી જ નાતની એક ડોસી કામ કરતી હતી, તેને ત્યાં એ જમતો હતો.'

'ઠીક. એ ડોસીને કોઇ ભત્રિજો છે?' પંડિતજીએ એકાએક પેલા ગેનબાનો વિચાર આવતાં પૂછ્યું.

'છે તો ખરો.'

'એનું નામ જો આપને ખબર હોય—'

'હારે! એનું નામ ગેનુ કે ગણું એવું કૈંક છે.'

'હવે તો વિનાયકનું એ ઘર નથી ને?'

'એ લશ્કરમાં ભરતી થયો ત્યારથી જ એણે કાઢી નાખેલું અને પેલી ડોસી સાથે ઠીક હતું એટલે થોડો ઘણો સામાન

હતો તે એને જ આપી દીધો. જીંદગીથી એ કંટાળી ગયો હતો.'

'આપનો ઘણો જ આભાર થયો.' એમ કહીને પંડિતજીએ રજા લીધી.

રાત પડી હતી એટલે એમણે મોટરને પૂર ઝડપે હાંકવા માંડી.

આગળ જતાં એમણે સામેથી આવતી એક મોટરને અકસ્માત થતો જોયો. સામેની મોટર જોસથી આવતી હતી ત્યાં રસ્તામાં એક ગાડાવાળાના બળદ ચમક્યા અને ગાડું રસ્તામાં આડું કરીને ઉભા. મોટર આવીને ગાડા સાથે ટકરાઇ. ગાડુ ઉંધું વળી ગયું અને મોટર પણ ઉછળીને બાજુએ પડી. એનો ડ્રાઇવર ગુલાંટ ખાઇને ખાડામાં પડ્યો અને અંદર બેઠેલી એક સ્ત્રીની પણ એવીજ હાલત થઇ.

પંડિતજીની મોટર એટલામાં ત્યાં જઇ પહોંચી. એમણે એકદમ મોટરમાંથી ઉતરીને પેલી બાઇને જોઇ. એ જ્યાં પડી હતી ત્યાં નરમ માટી હતી એટલે એને વાગ્યું ન હતું પણ મૂર્છા આવી ગઇ હતી. એમણે ડ્રાઇવરને જોયો. એ પણ બચી ગયો હતો. એ ઉઠ્યો. ગાડાવાળાના બળદ જોતર તોડાવીને નાઠા હતા, તેને લેવા એ ગયો હતો.

પંડિતજીએ તરત જ રૂમાલ ભીનો કરીને પેલી બાઇના કપાળ પર મૂક્યો. થોડીવારે એને ભાન આવ્યું. એ ઉઠી. એના અંગેઅંગમાં કળતર થતું હતું.

પંડિતજીનો એણે આભાર માન્યો. પંડતજીએ એને પોતાની મોટરમાં બેસવા કહ્યું અને આગ્રહ કર્યો. એમણે એને પોતાને ઠેકાણે પહોંચાડવાની વાત વિવેકથી કરી.

એ બાઇએ જોયું કે પંડિતજીના વિવેકનો અનાદર કરવો ઉચિત ન હતો. એની પોતાની મોટર હાલ તુરત ઉપયોગમાં આવે એવી ન હતી. એણે પોતાના શોફરને એ લઇ આવવાની

સૂચના કરી. જો ચાલી શકે એવી હાલતમાં હોય તો ચલાવીને નહિતર મજૂર મારફતે ધકેલાવીને.

એ પંડિતજીની મોટરમાં બેઠી.

'આપનું નામ-' પંડિતજીએ એ જરા સ્વસ્થ થઇ એટલે પૂછ્યું.

'પ્રેમલીલા મ્હેતા.' એણે જવાબ આપ્યો. 'આપનું નામ?'

'પ્રાણશંકર પંડિતજી. આપે જયંતનું નામ સાંભળ્યું હશે?' પંડિતજીએ પૂછ્યું.

'હાજી. એમનો મ્હને પરિચય છે. દીઠે નહિ પણ એમનાં પુસ્તકોથી. એ આપના શું સગા થાય?' એણે પૂછ્યું.

'મ્હારા મિત્ર અને સાથીદાર થાય. આપ ક્યાં રહો છો?'

'અઠવા લાઇન્સમાં મ્હારો બંગલો છે. લીલાકૉટેજ.'

'આપના નામપરથી બંધાયો લાગે છે!'

'હાજી. સારૂં થયું કે તમે મળી ગયા. મ્હારે જયંતનું જરા કામ હતું.' પ્રેમલીલાએ કંઇક વિચાર આવતાં જણાવ્યું.

અનાયાસે પ્રાપ્ત થતો લાભ લેવાની વૃતિ કોને નથી થતી?

'જે હોય તે જણાવશો એટલે આપને અમારા તરફથી જરૂર મદદ મળશે.' પંડિતજીએ વિવેક દર્શાવ્યો.

રસ્તો કપાયે જતો હતો.

થોડીવારમાં અઠવા લાઇન્સ અને લીલાકૉટેજ બન્ને આવી લાગ્યાં.

પ્રેમલીલાને ઉતારીને પંડિતજીએ જવાની રજા માગી પણ તે ન મળી. એણે એમને પોતાના બંગલામાં આવવાનો આગ્રહ કર્યો.

લીલાકૉટેજમાં દાખલ થતાંજ એમની નજર બાજુપર ઉભેલા જીવણ પર પડી.

પ્રેમલીલાને શોભવાનું કહી એ જીવણ પાસે ગયા અને પૂછ્યું 'શા સમાચાર છે?'

'પેલી ડોસી આ મકાનમાં એક કલાક થયાં ગઈ છે.' જીવણ બોલ્યો.

'અહિંયાં?' પંડિતજીએ નવાઈ પામીને પૂછ્યું.

'હાજી, આજ બંગલામાં અને હજી લગી પાછી ફરી નથી.'

'ભલે, હવે તું જા. આજની રાત સુરતમાંજ રહેજે. ડુમસ કાલે સવારે જઈશું. મ્હને સવારે છ વાગે અહિંયાં મળજે.'

જીવણ ગયો. પંડિતજી પ્રેમલીલા સાથે એના બંગલામાં ગયા.

લીલાકૉટેજ એક ભવ્ય બંગલો હતો, અને એના માલિકની અઢળક સંપત્તિ દર્શાવી દેતો હતો.

અંદર જતાં વેંતજ પ્રેમલીલાની નજર એની રસોઈયણ પર પડી. એ ઘણીજ ગભરાયલી લાગતી હતી.

'શું છે?' પ્રેમલીલાએ એને પૂછ્યું.

'બાઈ સાહેબ!' એ બોલી, 'પેલી આવી છે.'

'પ્રેમલીલાના ચહેરા પર વિષાદની રેખાઓ તરી આવી. એણે કૈંક વિચાર કર્યો અને બોલી 'હરકત નહિ, હું એને મળું છું. તું હવે જા.'

એ ગઈ એટલે એણે પંડિતજીને કહ્યું: 'આપની મદદ માગવાનો પ્રસંગ આવી લાગ્યો છે.'

'હરકત નહિ.' પંડિતજી બોલ્યા. એમનું મગજ પણ વિજળીની ઝડપે કામ કરતું હતું. એમણે આ ત્રીજો યોગાનુયોગ આટલો જલદી આવશે એમ સ્વપ્ને પણ ધાર્યું ન હતું. એ જાણતા હતા કે પેલી ડોસી અહીં આવી અને એને લીધે પ્રેમલીલાની ચિંતા વધી હતી. એણે તેની આવવાની આશા રાખેલી નહિ છતાં એકાએક આવી લાગી હતી.

'આપ બાજુના ખંડમાં બેસો. હું પેલી બાઇને બોલાવું છું અને તેની સાથે વાત કરું છું એ આપ સાંભળજો. એના ગયા પછી હું બધો ખુલાસો કરીશ.'

'ભલે.' પંડિતજીએ જણાવ્યું અને એ બાજુના ખંડમાં ગયા.

થોડીવારમાં પ્રેમલીલા પેલી ડોસીને લઇને આવી.

'કેમ વળી પાછું શું કામ પડયું ?'

'આતા આમ્હી જાયાચા વિચાર કેલા આહે.' એણે શરૂ કર્યું. એનો જવાબ મરાઠીમાં લખવાને બદલે હવે પછી ગુજરાતીમાંજ લખીશું.

'હવે પાછું ક્યાં જવું છે ?'

'મુલકમાં. ડોકટર તો મહાબલેશ્વર જવાનું કહે છે! પણ હું ગરીબ માણસ એટલા બધા પૈસા લાવું ક્યાંથી ?'

'કેટલા ?'

'પાંચ હજાર.'

'તેની સગવડ પણ થઇ રહેશે,'પણ એને હું મળવા માગું છું. મ્હારે એને જોવો છે ને વાત કરવી છે.'

'નારે ના બાઇ! એ નહિ બની શકે. ડોકટરે સાફ ના પાડી છે. એ ઘણો જ ઉશ્કેરાઇ જાય છે અને મગજનો કાબુ ગુમાવી દે છે. માટે તો હું મારો પત્તો આપતી નથી. તમે કયારે આવો તેનું ઠેકાણું નહિ !'

'કયારે જવું છે ?' એકાએક પ્રેમલીલાએ પૂછ્યું.

'એક બે દિવસમાં જ, પૈસાની સગવડ થાય કે તરત જ.' પેલી બાઇએ જવાબ આપ્યો,

'ઠીક, કાલે બપોરે લઇ જજે.'

'બાઇ સાહેબ! વિનુએ કહ્યું છે કે ચેક કે કંઈ આપતા નહિ. દસ દસની નોટ મંગાવી રાખજો.'

પેલી તરફ પંડિતજીના કાન ચમક્યા. પેલી ડોસીના મોઢામાંથી ગણુને બદલે વિનુનું નામ શી રીતે નીકળ્યું તેનો એ વિચાર કરવા લાગ્યા.

એકાએક વિજળીના ચમકારા શો એક વિચાર એમને આવ્યો અને બધો ભેદ ઉઘડી જતો લાગ્યો.

'ભલે. તું જરા સારાં કપડાં પહેરતી હોય તો ઠીક. આવી રીતે આવતાં તારે શરમાવું જોઈએ.'

'બાઈસાહેબ! આ ઉંમરે મ્હને આજ ઠીક શોભે છે અને હું તો ગરીબ માણસ છું.'

'ઠીક છે. પણ જતાં પહેલાં મ્હારે વિનાયકને મળવું છે.'

'એ સંભવિત નથી.' કહીને પેલી ડોસી ઉભી થઈ ગઈ 'ડૉકટરે એ બાબતની સખત મના કરી છે.'

'તારે જવું હોય તો જા. કાલે આવીને પૈસા લઈ જજે.' પ્રેમલીલાએ કહ્યું. એટલે પેલી ડોસી ગઈ.

એના ગયા પછી પ્રેમલીલા પંડિતજીવાળા ખંડમાં આવી અને બોલી: 'આપે અમારી વાત સાંભળી?'

'હાજી, અને આપની મુંઝવણ પણ જાણી.' પંડિતજી બોલ્યા.

'આ બાઈ આપને કઈ રીતે સતાવે છે તે મ્હારી ધ્યાન બહાર નથી. એ વિનાયકની સગી કાકી નથી.'

એ સાંભળતાં વેંત પ્રેમલીલા ચમકી.

'આપે એ શાથી જાણ્યું?' એણે પૂછ્યું

'એ પૂછવાની જરૂર નથી. જયંતને આપ મળવા માગતાં હતાં તે આનેજ માટેને?'

'હાજી.'

'એ બાઈ વિનાયકની નાતની છે અને લશ્કરમાં ભરતી થતાં પહેલાં એને ત્યાં વિનાયક જમતો હતો.' પંડિતજી બોલ્યા:

પ્રેમલીલા એમનું મોઢું જ જોઇ રહી હતી. જયંત અને એના સાથીદાર આટલા સર્વજ્ઞ હોવાની એની ધારણા ન હતી. એ મંત્રમુગ્ધ થઇ ગઇ.

'તો પછી એ વિનાયકના ગાંડપણની વાત કરે છે તેનું કેમ?'

'એ સરીયામ બનાવટ છે. એટલા ખાતર તો તમને એ મળવાની ના પાડે છે, અને ડૉકટરનો મનાઇ હુકમ વચ્ચે લઇ આવે છે. પણ તમને હરકત ન હોય તો કેટલીક વાત મ્હારે સ્પષ્ટ રીતે આપને પુછવી પડશે.'

'ખુશીથી પૂછો.' પ્રેમલીલાએ કહ્યું. 'એના હું સ્પષ્ટ જવાબ આપીશ.

'વિનાયક આપના પિતાનો શોફર હતો ખરૂંને?' પંડિતજીએ પૂછ્યું.

'હાજી, મ્હારા પિતા રાવબહાદુર ધનમોહનનું નામ આપે સાંભળ્યું હશે?'

'નાજી. લગ્ન પહેલાં આપને વિનાયક પર પ્રેમ હતો?'

'ખરી વાત છે. એ વાત મ્હારા પિતાના જાણવામાં આવી એટલે એમણે વિનાયકને એકદમ નોકરીમાંથી રજા આપી અને કોઇ પણ પ્રસંગે મ્હને મળવાની મનાઇ કરી'

'અને પછી આપ પરણ્યાં—'

'સર પિનાકપાણિ સાથે. અમારૂં લગ્નજીવન સુખી ન હતું. એ પોતે થોડા વખતમાં જ ક્ષયના રોગથી મરણ પામ્યા. એમની અઢળક સંપત્તિની હું વારસ થઇ પણ મ્હારૂં હૃદય વિનાયકની પાછળ ઝુરતું હતું. એનાં સ્મરણોની હું સંગી હતી અને એ સ્મરણો જ મ્હને જીવતી રાખતાં હતાં.'

'પછી વિનાયકનુ શું થયું?'

'એ સાચો સ્વામીનિષ્ઠ સેવક નીવડ્યો. મ્હારા પિતાએ એને ના કહ્યા પછી એના જીવનનો આનંદ ઊડી ગયો. એ

ઘણો જ નંખાઇ ગયો હતો અને કંટાળીને લશ્કરમાં જોડાયો હતો એમ મ્હેં સાંભળ્યું છે.'

'આ બાઈ ક્યારથી મળવા આવતી હતી?'

'એએક વર્ષ થયાં. એ સૌથી પહેલાં આવીને મ્હારી પાસે વિનાયકની કાળજી તરિકે વાત કરી ગઇ. પછી એ કહી ગઇ કે વિનાયક લશ્કરમાંથી પાછો ફર્યો છે, એનું મગજ ભ્રમિત થઇ ગયું છે અને એ ડૉક્ટરની સારવાર હેઠળ છે. એ રીતે એ અવારનવાર પૈસા લઇ જતી હતી. ધીરેધીરે એની માગણી વધતી ગઇ, અને હજારો ઉપર વાત આવી. એની પાંચ હજારની માગણી તો તમે સાંભળી.'

'હાજી. લગ્ન પહેલાં આપને વિનાયક સાથે પત્રવ્યવહાર થયેલો?'

'હાસ્તો. એના પત્રો હજી મ્હારી પાસે છે. મ્હેં એ જાળવી રાખ્યા છે.'

'એ ઉપરાંત પરસ્પર ભેટની આપ લે થયેલી?'

'મ્હેં હીરાની બે વીંટીઓ કરાવેલી. બન્ને સરખી કિંમતની અને પાણીદાર હીરાનાં નંગે જડેલી. બેઉ મ્હેં વિનાયકને ભેટ આપેલી.'

'અને હજી તેમાંની એક એ પહેરે છે. પંડિતજીએ કહ્યું.

'ખરી વાત! આપે એને જોયો છે?'

'હાજી. એ પણ સ્મરણોનો સંગી છે. આપની વીંટી એની છેલ્લી આંગળી પર હજી પણ છે. આજેજ મ્હેં જોઇ.'

'વિનાયક ક્યાં છે!'

'આપને એને મળવું છે?'

'હાસ્તો. એ મ્હને વિસર્યો નથી એની પ્રતિતિ આપના શબ્દો અને મ્હારી ભેટ જ કહી આપે છે.'

'ડુમસમાં સી વ્યુ હૉટેલમાં એ ઉતર્યો છે. લશ્કરમાંથી નિવૃત

થયા પછી એ સીધો આફ્રિકા ગયો. એને આપના પરણી જવાની ખબર મળી હશે અને આપના જીવને ક્લેશ ન થાય એ હેતુથી એણે આ તરફ આવવાનું માંડી વાળ્યું હશે. એ સીધોજ આફ્રિકા ગયો અને ત્યાં નસીબે એને યારી આપી. એ ત્યાં ઘણું સારૂં કમાયો છે.'

'આપે ઘણીજ સારી ખબર આપી. મ્હારા મૃત આત્માને આપે અમૃતસિંચન કરી સજીવન કર્યો.' પ્રેમલીલાએ પંડિતજીનો આભાર માન્યો.

'પ્રભુ આપને સદ્‌બુદ્ધિ આપે. મ્હારૂં માનો તો આપ એને મળજો અને મ્હારી સૂચના યોગ્ય લાગે તો બન્ને જણ સિવિલ મૅરેજ કરી લેજો.'

'એ સૂચના માટે આભાર. સમાજ એક વાર વાત કરીને રહેશે પણ એ રસ્તે જતાં હું નહિ ડરૂં. છૂપો અનાચાર મ્હને પસંદ નથી.'

'સારી વાત છે. આપણે સવારે હુમસ જઈશું. પેલી ડોસીને પૈસા આપવાની જરૂર નહિ પડે.'

'આપનો આભાર માનવાને પુરતા શબ્દો નથી. ખરેખર! હું મન સાથે વિચાર કરતી હતી ત્યાં ભગવાને આપને મોકલી આપ્યા. અને મ્હારી બધીએ ચિંતા ટાળી દીધી.'

'એમાં મોટો ભાગ આપની ભેટની વીંટીએ ભજવ્યો છે. મ્હને પ્રેરનાર એજ હતી, અને વધારે તો यादृशी भावना यस्य सिद्धिर्भवति तादृशी ।'

બીજે દિવસે સવારના જયંત અને હું ચહા પીતા હતા, ત્યાં તો પંડિતજી આવી લાગ્યા. અને અમારી પાસે આખું દાસ્તાન રજૂ કર્યું. સચીનની એમની કામગિરી અને પ્રેમલીલા સાથેના પ્રસંગ ઉપરાંત એમણે પેલા ગેનમાની બરાબર ઝાટકણી કાઢેલી તે પણ કહ્યું.

સાથેના પ્રસંગ ઉપરાંત એમણે પેલા ગેનબાની બરાબર ઝાટકણી કાઢેલી તે પણ કહ્યું.

એ ડુમસમાં આવીને એને મળ્યા અને બધી વાત એની પાસેથી કઢાવી. વિનાયકે એક સીલ કરેલું પરબીડીયું તેની કાકીને આપેલું અને તે ટપાલમાં નાખવાનું હતું. તેના ઉપર લેડી પ્રેમલીલાનું સરનામું કરેલું હતું. વિનાયકે એને તે પરબીડીયું ટપાલમાં નાખવાનું લખેલું, પણ તે એણે ટપાલમાં નાખવાને બદલે ઉઘાડયું, અને તેમાંથી મળેલી વીંટી પોતે પહેરી. તેમાંના કાગળ ઉપરથી વિનાયકના પ્રેમપ્રસંગની વાત એણે પોતાની કાકીને કહી. બેઉ કાકી ભત્રિજાએ મળીને પ્રેમલીલા પાસેથી પૈસા પડાવવાની વેતરણ કરી, અને વખત જોઇને એની પાસે પૈસા પડાવ્યા.

'મ્હેં એમને આજ સાંજની ગાડીએ જતા રહેવાની તાકીદ કરી છે. તેનો અમલ નહિ થાય તો એમને પોલિસના હાથમાં સોંપી દેવાની ધમકી આપી છે.' પંડિતજી બોલ્યા.

'અને પેલા કાગળો?' જયંતે પૃછ્યું.

'તે એમની પાસેથી લઇ લીધા અને લેડી પ્રેમલીલાને આપી દીધા છે. ગેનબા પાસેથી વીંટી પણ કઢાવી લીધેલી, અને તે લેડી પ્રેમલીલાને મ્હેં આપેલી; પણ એમણે આ પ્રસંગની યાદગીરી તરિકે આગ્રહપૂર્વક એ મ્હને ભેટ આપી છે.'

'કે પછી કામગિરીની ફી આપી છે?' મ્હેં પૃછ્યું. 'તમારો હાથ દીપી નીકળે છે, પંડિતજી!'

'તું તો એવો ને એવોજ રહ્યો!' પંડિતજીએ મ્હને કહ્યું.

'તમારા જેવા બેઉ ગુન્હાશોધકો અને નિષ્ણાતો પાસે રહેવા છતાંએ તદ્દન ભોટમામા જેવો!'

ખરેજ! પંડિતજીના યોગાનુયોગમાં પણ ઇશ્વરી સંકેત હતો. રમણીના સંગી બે આત્માઓને એકત્ર કરવાનો.

☆

# રસ્તામાંનો કાંટો

**મા**ણસના જીવનમાં કેટલાક પ્રસંગો એવા બની જાય છે કે તેનાં સ્મરણો કદીયે સ્મૃતિ બહાર જતાંજ નથી. જયંત સાથેની મ્હારી મૈત્રી જાણીતી છે. અમે બે જણે પરસ્પરની સહાયથી કરેલાં પરાક્રમો, સાહસો ને સાહસકથાઓના સંગ્રહો મ્હેં બહાર પાડ્યા છે. અલબત્ત એ બધામાં જયંતનોજ મુખ્ય હાથ હતો અને એના નામે જ એ ચઢવા જોઇએ.

સત્તર વર્ષ જેટલા લાંબા ગાળામાં અનેક અવનવા પ્રસંગો બને એ નવાઇ જેવું નથી. એવા પ્રસંગોમાંથી જ્યારે હું કૈં લખવા વિચાર કરૂં છું ત્યારે કયો પ્રસંગ પહેલાં આલેખવો ને કયો નહિ એ મ્હને મુંઝવણકર્તા થઇ પડે છે.

જે પ્રસંગ અથવા બનાવની હું વાત કહેવાનો છું તે બન્યો તે વરસે છેક જુલાઇની આખર સુધી વરસાદ પડ્યો નહોતો. તાપ એટલો સખત પડતો હતો કે ન પૂછો વાત! ગર-

મીને લીધે અનેક જાતના રોગ પણ ફેલાતા હતા અને માત્ર સખત ગરમીને કારણેજ હીટસ્ટ્રોકથી કેટલાક મરણ પણ થવાની વાત બહાર આવતી હતી.

એ વખતે મ્હારી ડોકટર તરીકે ઘણી સારી પ્રેકટીસ ચાલતી હતી, અને રોગચાળો ફાટી નીકળે એટલે ડોકટરોને ભાગ્યે જ ફુરસદ હોય એ જાણીતી વાત છે!

આખા દિવસના સખત કામ પછી જરા વિશ્રાંતિ અને આશાએશની હું આશા રાખતો હતો એવામાં મ્હને બોલાવતો તાકીદનો સંદેશો આવ્યો. ભગવાનદાસ ભણસાળી જેવા સાધનસંપન્ન ઘરાકને મ્હારાથી ના પડાય જ નહિ એટલે ગયા સિવાય છૂટકો જ ન હતો.

ભગવાનદાસને ત્યાં જતાં જ મ્હને જણાયું કે એ પોતે જ હીટસ્ટ્રોકથી પટકાઇ પડ્યા હતા. મ્હારી પેઠે ડો. ભાસ્કરરાવને પણ બોલાવવામાં આવ્યા હતા.

અમે બે જણે-મ્હેં અને ડો. ભાસ્કરરાવે ભગવનદાસને તપાસ્યા. એમની આગળ પાછળની હકીકત પૂછી. અમે બેઉ જણ એક જ નિર્ણય પર આવ્યા કે ભગવાનદાસને ગરમીને લઇને હીટસ્ટ્રોક લાગ્યો હતો. મ્હને જરા વ્હેમ જતો હતો કે એમને કોઇએ ઝેર આપ્યું હતું. મ્હેં ડો. ભાસ્કરરાવને એ વાત કરી. અમે બેઉ જણે ફરીથી બારીકાઇથી તપાસ કરી પણ એ શંકાનું સમર્થન થાય એવી કેં વિગતો મળી નહિ.

ભગવાનદાસની સ્થિતિ બગડતી ચાલી અને અમારે તરતજ એમને હોસ્પીટલમાં ખસેડવા સિવાય બીજો રસ્તો જ ન હતો. છેક દોઢ-પોણા બે મહિને ભગવાનદાસની તબીયત સુધરી અને એ પોતાને ઘેર પાછા ફરી શક્યા.

એમના સાજા થયા પછી મ્હેં એમને મ્હારી શંકાની વાત કરી પણ એમાં ઝાઝું વજુદ હોય એવું એમને યે લાગતું

ન હતું. એવો કોઇ શત્રુ ન હતો જે એમને ઝેર આપે. એમનું જીવન સુખી હતું. એમની પત્ની ચંપાવતી ઘરરખુ અને હેતાળ સ્ત્રી હતી. એને બે બાળકો હતાં. બન્ને ઉમર લાયક થવા આવ્યાં હતાં.

છતાં મ્હારી શંકા નિર્મૂળ થતી ન હતી. મ્હને જે ચિન્હો જણાયાં તે પરથી એમજ લાગ્યા કરતું કે સામાન્ય હીટસ્ટ્રોકના કેસ કરતાં ભગવાનદાસની સ્થિતિ જુદી જ દેખાઇ આવતી હતી. મ્હારી સાથે ડૉ. ભાસ્કરરાવ મળતા થતા ન હતા. એમની આગળ મ્હેં મ્હારા વિચાર વિગતવાર રજૂ કર્યા અને છેવટે એમને કબૂલ કરવું પડ્યું કે મ્હારી શંકા પાયા વિનાની ન હતી. એટલે સુધી વાત આવી તેથી જયંતની મદદ લેવાનું મ્હને મન થયું. હું જયંતને મળ્યો અને મ્હેં બધી વિગતો એની પાસે રજૂ કરી. એણે પોતાની રીતે તપાસ કરવાનું મ્હને વચન આપ્યું

મ્હારી પાસે એટલું બધું કામ હતું કે જયંતને જોઇતી મદદ આપી શકવાનું મ્હારાથી બને એમ ન હતું, આ વખતે એને એકલે હાથે જ કામ આટોપવાનું હતું.

એ એક વખત આવી મ્હને એટલું જણાવી ગયો કે, 'તારી શંકા પાયા વિનાની ન હતી.' અને તે જાણીને મ્હને સંતોષ થયો.

☆

પંદરેક દિવસ બાદ એ મ્હને ફરીથી મળવા આવ્યો અને બોલ્યો :

'નટવર! મ્હારી સાથે આવ તો.'

'ક્યાં જવું છે?' મ્હેં પૂછ્યું.

'એક જણનું ઓળખાણ તારી પાસે જોઇએ છે.'

'ભલે' કહીને હું એની સાથે ગયો.

અમે બેઉ જણ ત્યાંથી ઠાકોરદ્વાર પોસ્ટઓફિસ આગળ ગયા. સામેના બિલ્ડીંગ આગળ ગાડી ઉભી રાખી અમે તેમાં જ બેસી રહ્યા.

થોડીવારે એક સ્ત્રી આવી ને પોસ્ટઓફિસમાં ગઇ. ત્યાં જઇને એણે પોતાનું નામ કલાર્કને આપ્યું ને પોતાની ટપાલની માગણી કરી. એના જવાબમાં તેને એક કાગળ મળ્યો.

'તું એને ઓળખે છે?' જયંતે મ્હને પૂછયું.

'જરૂર, એ જ ભગવાનદાસની સ્ત્રી ચંપાવતી.'

'મ્હારે એટલી જ ખાત્રી કરવી હતી.'

અમે બેઉ જણ તરત જ પોસ્ટઓફિસમાં ગયા અને પેલા કલાર્કને પૂછયું: 'હમણાં પેલી બાઇ કાગળ લઇ ગઇ તેના પર શું સરનામું હતું?'

એ સવાલનો જવાબ આપવાની પહેલાં તો એણે આનાકાની કરી, પણ જ્યારે જયંતે એને પોતાના નામનું કાર્ડ આપ્યું ત્યારે એણે હસીને જવાબ આપ્યો:

'માફ કરજો સાહેબ! મ્હેં આપને ઓળખ્યા નહિ. એ બાઇનું નામ પદ્માવતી પ્રેમચંદ. એમના અવારનવાર અહીં કાગળો આવે છે ને એ પોતે જ આવીને લઇ જાય છે.'

'તસ્દી માફ કરજો.' કહી તેનો આભાર માની અમે રજા લીધી.

*　　　*　　　*

ઉપરનો બનાવ બન્યા પછી ત્રણચાર દિવસે વડોદરા ખાતે એક ગમખ્વાર બનાવ બનવાની ખબર છાપાંઓમાં આવી.

સદ્દભાગ્યે એ દિવસે સ્હવારે જયંત મ્હારે ત્યાં આવ્યો હતો અને એ બનાવને લગતી મ્હેં વાત કરી ત્યારે એ તેમાં ખૂબ રસ લેતો હોય એમ મ્હને લાગ્યું. એણે મ્હને તે ખબર છાપામાંથી વાંચી બતાવવા કહ્યું. તે નીચે મુજબ હતી:

૭૪

# એક ગજબનાક બનાવ

## જાણીતા દાક્તર દેસાઇનું ભેદી મરણ

'અમને જણાવતાં ખેદ થાય છે કે અત્રેના જાણીતા ડાકટર અમરજી દેસાઇનું ઘણુંજ ભેદી સંજોગો વચ્ચે મરણ થયું છે. હજીયે આ વાત ચોક્કસપણે જાણી નથી શકાઈ કે મરનાર કુદરતી સંજોગોમાં મરણ પામ્યા કે તેમણે આપઘાત કર્યો.'

'ગઇ કાલે સ્હવારે એમણે પોલિસને ખબર આપી હતી કે એમના મકાનમાં એક ગંભીર પ્રકારની ચોરી થઇ હતી અને કેટલાંક જરૂરી કાગળિયાંઓ અને ખતપત્રો ચોરાયાં હતાં. પોલિસ એ કેસની તપાસ ચલાવતી હતી. હજી એનું પરિણામ બહાર પડે તે પહેલાં તો ગઇ કાલે રાત્રે મરનારની તબીયત એકાએક લથડી ગઇ અને દાક્તરી મદદ આવી પહોંચે ત્યાં તો એવણ મરણ પામ્યા.

'એમના મરણ સંબંધે અનેક તર્ક વિતર્ક કરાય છે અને પોલિસ તપાસ ચાલુ છે.'

* * *

આ બનાવ ઉપર મ્હારૂં ધ્યાન ખેંચાવાનું એક જ કારણ હતું. જયંતે ડૉકટર અમરજીનું નામ કહ્યાનું મ્હને યાદ હતું. કયા સંજોગોમાં એ કહેલું તે મ્હને ધ્યાન રહ્યું ન હતું.

'ઘણું ખોટું થયું નટવર!' એ હકીકત સાંભળીને જયંતે કહ્યું: 'મ્હેં આવા ભયંકર પરિણામની આશા રાખી ન હતી.

'એટલે?' મ્હેં પૂછ્યું: 'એવું કંઇક થશે એમ તારી માન્યતા હતી?'

'જરૂર, પણ આટલો કરૂણરસિક અંત ધાર્યો ન હતો.'

આ બનાવથી જયંતના દિલને ધક્કો લાગ્યો હોય એમ મ્હને લાગ્યું. એ વખતના જેવો એનો નખાઇ ગયેલો અને લાગણીપૂર્ણ ચહેરો મ્હેં ફરીથી કદી જોયો નથી.

* * *

બીજે દિવસે સ્હવારે એ મ્હારી પાસે આવ્યો અને એક

પણ અક્ષર બોલ્યા સિવાય મ્હારા હાથમાં કેટલાક કાગળો મૂકયા. તે વાંચવાની એણે મ્હને વિનંતિ કરી.

એ કાગળો નીચે મુજબ હતા :

મુંબાઇ

તા. : ૩ : ૧૯

પ્રિય રસિક,

રાત ને દિવસ તારૂં જ રટણ કર્યા કરૂં છું. મ્હારા અંતરના દેવ! આપણે હવે કયારે મળીશું? પ્રિયતમ! મ્હારા પ્રિયપાત્ર! આપણા રસ્તામાંનો કાંટો દૂર કરવાની રીત જલદી બતાવવામાં શા માટે વિલંબ કરે છે?

ગયે વખતે મોકલાવેલાં તારાં પડીકાંની અસર તો ઘણી જ જુદી થતી લાગે છે.

તારા વિના તલસતી

**મેના**

*

## આરાધ્ય દેવ!

તારો પ્રેમથી છલકાતો કૃપાપત્ર મળ્યો. એણે મ્હને ઘેલી ઘેલી કરી મૂકી છે. પ્રેમપાત્ર! મ્હારા હૃદય આગળથી ઘડીવાર પણ તું દૂર થઇ શકતો નથી. મ્હારી આ ઘેલછા કયારે મટશે?

પડીકાંની અસર મારકને બદલે તારક થતી લાગે છે. આઠ દિવસના પ્રયોગને અંતે એનું શરીર એટલું સુધરી ગયું છે કે ન પૂછો વાત!

જીવનનું જોમ એનામાં આટલું તો મ્હેં કદીએ અનુભવ્યું ન હતું. એને તું શી રીતે મારક પ્રયોગ ગણે છે, મ્હારા પ્રિયતમ?

એકલી તારી જ વિયોગિની

**મેના**

*

## મ્હારાં નયનોના તારા!

તારા કોમળ કરથી લખાયેલો પ્રેમપત્ર મ્હારૂં હૈયું થનગનાવી મૂકે છે. તારાં સ્મરણો હૃદય હીલવે છે ને મ્હારી પ્રેમજ્વાળાને ઉત્તેજે છે. એ અસહ્ય વેદના કયારે મટાડશે!

હૃદયશલ્ય મટાડવા માટે ભારે શસ્ત્રપ્રયોગની જરૂર તને નથી લાગતી ? મ્હારા દિલારામ ! તારા જેવા નિષ્ણાતને વારે વારે શું કહેવું પડે ?

તારા વિના ઝુરતી

**મેના**

*

**મ્હારા અંતરના આરામ !**

તારો પ્રેમપૂર્ણ પત્ર અને પ્રેમવર્ધક પાર્સલ મળ્યાં.

એનો પ્રયોગ તારી સૂચના અનુસાર કરીશ અને તરત જ ખબર આપીશ.

પ્રેમપંખિની

**મેના**

*

**દિલારામ !**

ખરેખર ! આ દવા કૈં અજબ છે. એની અસર પણ આબાદ નિવડી છે. ગઇ કાલે મ્હેં એનો પ્રયોગ કર્યો. આ વખતે કુદરતે આપણને સંપૂર્ણ સહાય કરી છે ગરમી એટલી પડે છે કે એને લીધે હીટસ્ટ્રોકના કેસ થવાની વાત પેપરોમાં આવે છે. તારી દવાની અસર એના જેવીજ થશે એ તારૂં લખવું બરાબર હતું, મ્હારા આરાધ્ય દેવ !

અસર શરૂ થઇ કે તરત જ ડો. નટવર અને ભાસ્કરરાવને બોલાવવા પડયા. એ બેઉ જણે તપાસ કરી અને હીટસ્ટ્રોકનો કેસ ઠરાવ્યો.

જયંતનું નામ તો તેં સાંભળ્યું હશે, મ્હારા અંતરના આરામ ! એની સાથે કામ કરીને ડો. નટવર ઘણો ઘમંડી થઇ ગયો છે. એને જરા ઝેરની શંકા આવી એમ ડો. ભાસ્કરરાવ સાથે વાત કરતાં મ્હેં એને સાંભળ્યો. પણ ભાસ્કરરાવે એ વાત માની જ નહિ ને એને હસી કાઢયો.

ગઈ કાલેજ એને હોસ્પીટલમાં લઈ ગયા છે. મ્હારા દિલારામ ! અને એની તબીયત ઘણી જ નખાઇ ગઇ છે. હવે માત્ર થોડા દિવસોની જ વાર છે, મ્હારા રસિક ! અને પછી તારી મેના તારી પાસે પાંખો ફફડાવતી આવશે.

અધીરી

**મેના**

*

પ્રેમદેવતા !

છેવટે નિરાશા મળી એ ઘણું સાલે એવું થયું છે. દોઢ દોઢ મહિના પછી પણ એની તબીયત સુધરી છે અને ડાક્તરોએ હવાફેરની ભલામણ કરી છે. વખતે અમે માથેરાન અથવા દેવલાલી જઇશું. ડાક્તરો દેવલાલીની તરફેણમાં છે. લીલાવતી સેનીટેરીઅમમાં જવાની ગોઠવણ થાય છે.

તારી એકલાની જ

મેના

'આ બધા કાગળો તને ક્યાંથી મળ્યા?' મ્હેં કાગળો વાંચ્યા પછી જયંતને પૂછ્યું.

'એ જેના પર લખાયા છે તેની પાસેથી.'

'કોના પર લખાયા છે?'

'બીજા કોના પર હોય? ડૉક્ટર અમરજી ઉપર.'

'ડૉ. અમરજી પાસેથી તને શી રીતે મળ્યા?'

'એ મેળવવા માટે મ્હારે પંડિતજીની ગુન્હેગાર દુનિયાનો આભાર માનવો જોઇએ. પણ એનું પરિણામ અમરજીના મરણમાં આવશે એમ તો મ્હેં ધાર્યું ન હતું.'

એટલામાં અમારો આગળનો દરવાજો ઉઘડ્યો અને ભગવાનદાસની સ્ત્રી ચંપાવતી લથડતી ચાલે અંદર દાખલ થઇ.

'આપનું જ નામ જયંતરાય?' એણે જયંત તરફ ફરીને પૂછ્યું.

'હાજી બેસો.' એમ કહીને જયંતે એને ખુરશી બતાવી.

'આપની ચીઠ્ઠી મળી.' એણે ખુરસીમાં બેઠા પછી કહ્યું. 'એ લખવાની તમારી મતલબ મ્હને સમજાતી નથી.'

'હું નથી ધારતો કે એ મ્હારે તમને ચોખવટથી સમજાવવું પડે.'

'એટલે—'

'અમરજી દેસાઇના મરણની વાતની આપને ખબર હશે જ?'

'એ વાતને અત્રે શો સંબંધ છે તે મ્હને સમજાતું નથી'

'વખત આવ્યે બધું સમજાશે. આપ જઇ શકો છો. તસ્દી માફ કરજો.' એમ કહીને જયંતે એને જવાની સૂચના કરી.

એણે ઉઠવા યત્ન કર્યો પણ એના પગ ઉપડ્યા નહિ. એની હિંમત હરાઇ ગઇ હતી.

'આપને નાહકની તસ્દી આપી.' જયંતે ઉમેર્યું: 'વખતે મ્હારી જ કાંઇ ભૂલ થતી હશે.'

'પણ બધી વાત વિગતવાર કહેવામાં આપને કાંઇ હરકત છે?' એણે પોતાનું મનોમંથન દબાવતાં પૂછ્યું.

'એટલા ખાતર તો મ્હેં આપને તસ્દી આપી હતી, છતાં જ્યારે આપને ખુલાસેથી વાત કરતાં સંકોચ થાય છે ત્યારે મ્હારે હવે બધી હકીકત યોગ્ય ઠેકાણે રજૂ કરવી પડશે. આપના કાગળો જ પૂરતા છે.'

'મ્હારા કાગળો! ઓ ભગવાન!' કહીને એ ફસડાઇ પડી. એની તાકાત જતી રહી: 'મ્હારા પર દયા કરો! મ્હને મારી ન નાખો!'

'એટલા ખાતર તો મ્હેં આપને અહીં બોલાવ્યાં છે.' જયંતે દિલાસો દીધો. 'આપ જરા શાન્ત થાવ.'

'મ્હારા કાગળો સલામત છે?'

'જરૂર.'

'હાશ! આજે મ્હારી છાતી પરથી સો મણનો બોજો ઓછો થઇ ગયો. આપની ગૃહસ્થાઈ ઉપર મ્હને વિશ્વાસ છે. મ્હારી ભૂલ હું જોઇ શકું છું અને તેને માટે અંતઃકરણપૂર્વક પસ્તાઉં છું.'

'ત્યારે ભગવાનદાસ પર થયેલો હીટસ્ટ્રોકનો હુમલો કુદરતી ન હતો પણ ડૉ. નટવરને શંકા હતી તે મુજબ ઝેરના

પરિણામે થયો હતો અને એ ઝેર તમે જ આપ્યું હતું એ તો કબૂલ કરો છો ને ?'

'મ્હને વિધિએ ભૂલાવી હતી અને ખરૂં પૂછો તો અમરજી પાછળ હું આંધળી થઇ ગઇ હતી. એ અને હું બેઉ જણ અમારા વચ્ચેનો કાંટો દૂર થાય તો સુખે રહેવા માગતાં હતાં અને તેને માટે પ્રયત્ન કરતાં હતાં, એ હું કબૂલ કરૂં છું; પણ એમાં મ્હારા કરતાં અમરજીનો વાંક વધારે હતો. હું તો એના નચાવ્યા પ્રમાણે નાચતી હતી.'

'એ મ્હારી જાણ બહાર નથી.' જયંતે કહ્યું: 'અમરજી પોતે ખોદેલા ખાડામાં પડ્યો ને મરણ પામ્યો છે. તમે હવે તમારા કૃત્યનો પસ્તાવો કરતાં હો અને ભવિષ્યની સારી ચાલ-ચલગતની ખાત્રી આપતાં હો તો અમારે આગળ પગલાં લેવાની કંઇ જ જરૂર નથી.'

'એ બાબતની ખાત્રી આપવા હું તૈયાર છું અને એની જામીનગીરી તરિકે આપ મ્હારા કાગળો રાખી શકો છો.'

'ભલે!'

'આપની ઘણી જ મહેરબાની થઇ. પણ એટલું પૂછું કે આ વાતની આપને શી રીતે ખબર પડી? અને—'

'એ જણાવવાને મ્હને હરકત નથી. ભગવાનદાસને થયેલા હાર્ટસ્ટ્રોકના હુમલા બાબત નટવરે શંકા બતાવી અને એણે મ્હને વાત કરી. તમારા ઉપર શક આવે એવું કંઇ જ ન હતું, તેમજ શેઠનો એવો કોઇ શત્રુ પણ ન હતો એ બાબતની મ્હારી ખાત્રી થઇ. પછી મ્હારી તપાસમાં તમારી અવારનવાર ઠાકોરદ્વાર પોસ્ટઓફિસની મુલાકાતની વાત મ્હને જણાઇ અને એમાં કંઇક ભેદ લાગ્યો. નટવરે અને મ્હેં તમને ત્યાં જતાં જોયાં. નટવરે તમારૂં ઓળખાણ આપ્યું અને પછી અમે પોસ્ટઓફિસમાં તપાસ કરતાં કાગળપરનું સરનામું અને તમારૂં ત્યાં આપેલું

ઓળખાણ જુદાં જ જણાયાં. પદ્માવતી પ્રેમચંદને નામે એ કાગળો આવતા. એ એક જ વાત મ્હારે માટે પૂરતી હતી. તે પછી એ કાગળ લખનારનો પત્તો મ્હેં તેના ઉપરની છાપ, નોટપેપર અને કવરની બનાવટ વગેરે પરથી તપાસ કરીને લગાડ્યો અને છેવટે એની પાસેથી તમારા લખેલા કાગળો મેળવ્યા. એ કાગળોના ગુમ થવાથી ડૉ. અમરજીને જીવનમાં રસ રહ્યો નહિ અને ભયના માર્યા એણે ઘણું જ ઉતાવળું પગલું ભર્યું અને એ મરણ પામ્યા. આપને અહીંયાં બોલાવવા એ કંઈ અઘરૂં ન હતું. એ મુજબ આપણે મળીએ છીએ અને તમે બધું કબૂલ કરો છો એટલે અત્યારે આ વાત પર પડદો પડે છે.'

'આપનો ઘણો જ આભાર થયો. આ સંજોગોમાં બીજા કોઇના હાથમાં એ કાગળો ગયા હોત તો મ્હારી જીંદગીનો અંત લાવ્યા સિવાય બીજો આરોજ ન હતો.' ચંપાવતીએ આભારની લાગણી સાથે કહ્યું.

'એવો અંત લાવવાની જરૂર નથી. આપને સુધરવાને સંપૂર્ણ અવકાશ છે. આપના પતનમાં પણ જગતને એક ઉપકારક ચીજ મળે છે. આપના કેટલાક કાગળો વૈદ્યકિય નજરે ઘણા જ ઉપયોગી છે. નટવર! મ્હેં તને બતાવ્યા તે સિવાય આશરે સોએક કાગળો મ્હારે તને આપવાના છે. એમાં આર્સેનિક તેમજ બીજાં કાતિલ ઝેરની ધીમે ધીમે થતી અસરનું વિગતવાર અને સંપૂર્ણ વર્ણન આપેલું છે. તે દૃષ્ટિએ એ કાગળોની ઉપયોગિતા ઘણી જ છે. અને ચંપાબ્હેન! પ્રભુએ આપેલું મોંઘું જીવન અને સોનેરી તક આમ એળે ગુમાવવા કરતાં ભગવાનદાસના જેવા ઉદાર દિલના વ્હાલસોયા ધણીને વફાદાર રહેવામાંજ આપનું શ્રેય છે.'

'પ્રભુ મ્હને ફરીથી એવી કુબુદ્ધિ ન સુઝાડે.'

જયંતે મ્હને પેલા કાગળો આપ્યા. એ એના કહેવા મુજબ વૈજ્ઞાનિક દૃષ્ટિએ ઘણા જ ઉપયોગી છે.

વરસોના વહેવા સાથે અમારી ખાત્રી થઇ કે ચંપાવતીએ પોતાના જીવનમાં અજબ પરિવર્તન કરી નાખ્યું હતું.

☆

# પુત્રી: પારકી અને પોતાની

'દિવસે દિવસે આ જાતના બનાવ વધતા જાય છે.' પંડિતજીએ કહ્યું.

'કઇ જાતના?' મ્હેં પૂછ્યું.

પંડિતજીએ મ્હારા હાથમાં 'મુંબાઇ સમાચાર' મૂક્યું અને તેમાં આવેલા એક કિસ્સા તરફ ધ્યાન ખેંચ્યું.

એ નીચે મુજબ હતો:

'મેદાનની પોલિસકોર્ટે આજે એક ઘણા ચકચારભર્યા મુકદ્દમામાં આરોપી ધનજીશા મહેલ્લાશા પાવરીને બે વરસની સખત મજૂરી સાથેની કેદની સજા કરી હતી. એ સખસ કોટમાં હમામ સ્ટ્રીટમાં ધનજીશા એન્ડ કંપનીને નામે સર્વીસ સીક્યુરીંગ એજન્સીનો ધંધો કરતો હતો. ખરી રીતે જોતાં એ બરમા ખાતે આવેલાં કેટલાક શહેરોમાં અનીતિના કામ માટે નવજુવાન ખૂબસુરત છોકરીઓ પૂરી પાડ-

વાનું કામ કરતો હતો. એ આકર્ષક જાહેર ખબરો આપતો અને નવીન સીનેમા કંપની માટે એક્ટ્રેસોની જરૂર છે, એમ કરીને નોકરીએ રાખવાને બહાને એ હિંદુ, પારસી અને એંગ્લો ઇંડિયન બાળાઓને બરમા મોકલતો હતો. ત્યાં એની આડતવાળાં અનીતિનાં ધામોમાં એમને રાખવામાં આવતી હતી. એ આશાભરી કુમારિકાઓ અહીંઆથી જતી હતી પણ એમના પર ભગવાન જાણે શું શું વીતતું હતું! એમનાં માબાપો ઉપર એમના કાગળો આવતા, એમની તબિયતના સમાચાર આવતા; પણ એ બધું યે સામા માણસે બળજબરીથી લખાવેલું હોય એમ લાગતું. એ પ્રકારના કાગળો દરેક ઠેકાણે એકજ જાતના, સરખા શબ્દોના અને સરખી ઇબારતના, જણાઇ આવે એવા આવતા. એની આ હરામખોરી ભાગ્યેજ પકડાઈ આવત, પણ વીજીલન્સ ખાતાના ચબરાક કાર્યકર્તાઓનું ધ્યાન આ બાબત પર ખેંચાયું અને એમણે છટકું ગોઠવ્યું. તે મુજબ એક દેખાવડી છોકરી પોતાના બાપ તથા ભાઇ સાથે નોકરી મેળવવાને બહાને ગઇ. એ અને એનો બાપ તથા ભાઇ ત્રણે જણ છૂપી પોલિસનાં માણસો હતાં. એમના છટકામાં ધનજી-શા સપડાયો. એણે પેલી છોકરીને બરમા મોકલી. એની પાછળ પાછળ એના કહેવાતા બાપ અને ભાઇ પણ ગયા. ત્યાં જઇને જે કૈં જાણવા જેવું હતું તે જાણી લઇને તેઓ પાછા ફર્યાં, અને એમણે તરત જ ધનજીશાની ધરપકડ કરી. ધનજી-શા સામે પુરાવો મજબુત હતો અને એનો ગુન્હો જોતાં આવી જાતના કેસો દાબી દેવા માટે ધડો લેવા જોગ સજા કરવાની જરૂર હતી. એટલે એને બે વરસની સખત મજૂરી સાથેની કેદની સજા કરી હતી. તેમજ મીઠું પાયેલા જેરબંધના પચીસ ફટકા મારવાનો હુકમ પણ કોર્ટે કર્યો હતો. આ જાતના કેસને જાહેરમાં લાવવા માટે વીજીલન્સખાતાના કાર્યકર્તાઓને ધન્યવાદ

ઘટે છે.'

'પણ પંડિતજી! આ તો છીંડે ચઢ્યો તે ચોર એના જેવી વાત છે!' જયંતે જણાવ્યું.

'કેમ? એમ શાથી કહો છો?' પંડિતજીએ પૂછ્યું.

'એટલા ઉપરથી કે ખરો ગુન્હેગાર ધનજીશા નથી.' જયંતે કહ્યું.

'ત્યારે કોણ છે?'

'બીજીજ એક કંપની. એમાં બે ભાગીદારો છે. એક ઘણોજ નરમ માણસ છે પણ બીજો પાક્કો હરામખોર છે. એ લોકો ધનજીશા જેવા એક નહિ પણ કેટલાયને આ કામે લગાડે છે, એ ધંધાને માટે જોઇતાં નાણાં પુરાં પાડે છે અને એવી સીફતથી પોતાનું કામ કરે છે કે કાયદાની ચુંગાલમાં પોતે ફસાય નહિ અને પૈસા પેદા કરે.' જયંતે સમજાવ્યું.

'એ લોક કોણ છે?' મ્હેં પૂછ્યું.

'લવંગિયા એન્ડ ખટખટેનું નામ તેં સાંભળ્યું છે?'

'નાજી.'

'એજ તો એ લોકોની સીફતથી કામ લેવાની ખૂબી છે.'

'ખરી વાત. એમ ન હોત તો આપણા સાંભળવામાં એ નામ આવ્યા વિના ન રહ્યું હોત.' પંડિતજી બોલી ઉઠ્યા.

'એ બન્ને જણ સખતમાં સખત સજાને પાત્ર છે પણ પોલિસ એમને કૈં કરી શકે એમ નથી. કાયદો એમનું નામ લઇ શકે એમ નથી અને કશી વાતનો એમને ડર નથી. ખુશ-ખુશાલ એ પોતાનો ધંધો કર્યે જાય છે. આપણે આવા કિસ્સાઓ વાંચીએ છીએ, એના તરફ તિરસ્કાર બતાવીએ છીએ; પણ આ લોકો સામે, આ હરામખોરોના સરદારો સામે

આપણાથી આંગળી પણ ઉંચી કરી શકાય એમ નથી. ખરી રીતે તો એમને ઉઘાડે બરડે સડાસડ મીણુ પાયેલા ચાબુકથી લોહીલુહાણ થઇ જાય ત્યાં સુધી ફટકારવા જોઇએ.'

'એ સિવાય બીજો રસ્તો છે.' મ્હેં કહ્યું. 'એમને બૈરી છોકરાં છે?'

'લવંગિયાની બૈરી મરી ગઇ છે. અને ખટખટે તો પરણ્યોજ નથી.'

'લવંગિયાને સંતતિ છે?'

'એક દીકરી છે, સોળ સત્તર વર્ષની હશે. એનું નામ નાજાં.'

'તો પછી એવી ગોઠવણ કરીએ કે લવંગિયાને ચેતવણી આપીએ અને એમ છતાં તે ન માને તો એની દીકરીને ગુમ કરીને એને પણ જાત અનુભવ આપીએ, કે પોતાની દીકરી ગુમ થાય તો કેવું દુ:ખ થાય છે. પારકા અને પોતાનામાં મોટામાં મોટો ભેદ ભગવાને એ રાખ્યો છે કે જે વાત પારકા માટે સાહજીક લાગે છે, તે પોતાના માટે નથી લાગતી. એને સ્વાનુભવ મળશે એટલે એ સુધરશે.'

'બનવા જોગ છે.' જયંતે કહ્યું.

'એની લાડકોડમાં ઉછરેલી એકની એક દીકરીને એ જ્યારે પારકી પુત્રીઓની પેઠે બરમામાં કે કોલંબોમાં ગયેલી જોશે અને જાણશે ત્યારે એની લાગણી ઉશ્કેરાશે અને અક્કલ ઠેકાણે આવશે. નટવરની સૂચના વ્યાજબી છે.' પંડિતજીએ મ્હને ટેકો આપ્યો.

'પણ આ કામ આપણે કાયદાવિરૂદ્ધ કરીએ છીએ.' જયંતે જણાવ્યું.

'એને માટે ચિંતા કરવાની જરૂર નથી. એવું કૈં આપણે પ્હેલી વખત કરીએ છીએ એમ નથી. એમ કરવામાં આપણા

હેતુ પ્રમાણિક છે. એકના ભોગે અનેકનું હિત સધાતુ હોય તો એમ કરવામાં કૈં પાપ નથી.' પંડિતજી બોલ્યા.

'त्यजेदेकं कुलस्यार्थे ग्रामस्यार्थे कुलं त्यजेत्। એ તમારો ન્યાય લાગુ પાડતા હશો?' જયંતે હસીને કહ્યું.

'એમજ.' પંડિતજી હસીને બોલ્યા.

'બહુ સારૂ. આપણે એ રીતે વર્તીશું. આજે એમને મળીને હું તાકીદ આપી જોઉં છું. સીધે સીધા એ માની જાય તો ઠીક છે, નહિતર નટવરે બતાવેલો રસ્તો લઇશું. છેલ્લા છ મહિના થયાં હું તપાસ કરૂં છું ત્યારે આ લોકોના કામની મ્હને પૂરતી ખબર મળી છે, અને ક્યાં ક્યાં એમનાં થાણાં છે અને શું શું ત્યાં થાય છે તે હું જાણી શક્યો છું.'

'એ લોકોએ કેટલીક બાળાઓને આ રીતે બરમા મોકલી છે?' મ્હેં પૂછ્યું.

'એમાંની મોટે ભાગે દેશી ખ્રીસ્તી તથા ઍંગ્લો ઇંડીયન છે, આઠેક પારસી છે અને ચારેક હિંદુ છે. નોકરી ખોળવા જનાર બાળાઓમાં હિંદુ કન્યાઓની સંખ્યા ઘણીજ નાની હોય છે.'

'એ બાળાઓને કોઇપણ જાતની સ્વતંત્રા તો મળતીજ નહિ હોય!'

'બિલકુલ નહિ, ગુલામો કરતાં પણ એમની સ્થિતિ વધુ દયાજનક હોય છે. એમને ભોગવવાં પડતાં દુ:ખ કરતાં નર્ક-યાતના વધારે સારી હશે.'

'અને એ રીતે મળતા પૈસા પર આ લોકો તાગડધિન્ના કરે છે?'

'હાસ્તો! એમણે એવી અજબ જાળ બિછાવી છે કે ભલ-ભલા એનાં આગળ પાણી ભરે.'

અને ખરેજ! એમની જાળ અજબ હતી.

એમનો એક માણસ પકડાતો અથવા ખસી જતો, તો તેની જગ્યા પુરવા માટે એકવીસ ઉમેદવારો હાજર રહેતા.

એ એવી કુશળતાથી કામ લેતા કે ભલભલાં ભેજાં પણ એના આગળ પાણી ભરે!

અમારી ગોઠવણ પ્રમાણે જયંતે એમને ચીઠ્ઠી લખી અને પોતે અમુક વખતે મળવાને આવશે એમ ખબર આપી.

એની ચીઠ્ઠી મળી ત્યારે બન્ને ભાગીદાર મસલત કરતા હતા.

'બહુ ખોટું થયું! ખટખટે! બિચારો ધનજી સપડાઇ ગયો એ ઠીક ન થયું.'

'એ ઘણા બેદરકાર હતા.' ખટખટેએ પોતાની લાક્ષણિક શૈલીમાં કહ્યું. મોટે ભાગે દક્ષિણીઓ જ્યારે ગુજરાતી બોલે છે ત્યારે જાતિનું તો ખૂનજ કરી નાખે છે. એમના ક્રિયાપદમાં જાતિવાચક ફેરફાર કર્મને આધારે થાય છે, જ્યારે ગુજરાતીમાં એવો ફેરફાર કર્તાને આધારે થાય છે; એટલે એ લોકો ઘણીવાર ગરબડ ગોટાળો વાળી મૂકે છે.

'એની બેદરકારી એને નડી. આપણને તો બીજા મળી રહેશે પણ એને માટે મને લાગણી હતી એટલે મન બળે છે.'

'પણ આપણે શું કરીએ!'

'જોને એમ તો આ પણ એક જણની અરજી આવી છે.'

'કોણની છે?'

લત્તંગિયાએ જયંતની ચીઠ્ઠી બતાવી.

'જયંત એવું કંઇક નામ છે.'

એ સાંભળતાં જ ખટખટે ટટાર થઇને બેઠો.

'કોણ! જયંત! એનું કંઇ ઠામ ઠેકાણું છે કે?'

'હારે બાવા! પ્રિન્સેસ સ્ટ્રીટમાં રહેતો લાગે છે.'

'એમ! એણે અરજી કરી છે! હોય નહિ, જોઉં જોઇએ.' એમ કહીને ખટખટેએ જયંતની ચીઠ્ઠી વાંચી અને કહ્યું:

'તમે બી શું ભાંગરો વાટોચ. એવણ તો મલવાની વાત લખેચ. તમે એવણના નામ સાંભળેલાં નથી?'

'નહિરે! એ વરી કોણ છે!'

'એ જબરા ગુન્હાશોધક છે. એના જેવા નિષ્ણાત સારા મુંબાઇમાં તો શું પણ હિંદુસ્તાનમાં મલવા પણ મુસ્કેલ છે! એ આપણને મલવા માગે છે! જરૂર કૈં ગોટાળા હોવા જોઇએ.'

એના મ્હોઢા પર ગભરાટનાં ચિન્હ દેખાતાં હતાં. જયંત મળવા આવે એ ખટખટેને પસંદ પડતું ન હતું. એ ઘણો જ ડરપોક હતો.

'એમ ગભરાવવાની જરૂર નથી. એને આપણા કામની ગંધ પણ આવવી મુસ્કેલ છે. આપણે એટલી સીફતથી કામ લઇએ છીએ કે છૂપી પોલિસ અને એનો બાપ દાદો પણ મથીને મરી જાય, તોયે આપણો વાળ વાંકો કરી શકે એમ નથી.'

'છતાં તમે આ લોકોને નથી ઓળખતા! એ લોકો...'

બહાર કોઈ મળવા આવ્યું હોય એમ લાગ્યું.

નોકરે આવીને જયંતનું કાર્ડ લવંગિયાના હાથમાં મૂક્યું.

બેઉ જણે એ જોયું: 'એને આવવા દો.' લવંગિયાએ નોકરને કહ્યું.

'એટલામાં તો એ આવી લાગ્યો!' ખટખટે બોલી ઉઠ્યો.

મોંઢા પર સ્મિત સાથે જયંતે પ્રવેશ કર્યો અને લવંગિયા તરફ જોઇને પૂછ્યું. 'આપનું જ નામ મી. લવંગિયા ને?'

'હાજી, આવો.' લવંગિયાએ ખુરશી બતાવતાં કહ્યું. 'બેસો. મ્હારૂં કંઇ કામ છે?' ખટખટેએ કરેલી સૂચના પરથી એના મનમાં પણ ગડભાંગ થતી હતી તે જરા પણ દેખાઇ ન આવે તેને માટે એ પ્રયત્ન કરતો હતો.

'એટલે તો આપને તસ્દી આપી.' જયંત બોલ્યો. "કમનસીબની વાત તો એ છે કે મ્હેં આપને કદી જોયા ન હતા.'

'મ્હારે, આપને મિત્ર ભાવે કેટલીક વાત કરવી હતી.' જયંતે સસ્મિત કહ્યું. 'મ્હારે આપને સ્પષ્ટ શબ્દોમાં આપનો દુષ્ટ ધંધો બંધ કરવાની સૂચના કરવાની હતી. એ પ્રમાણે નહિ થાય તો આપને ભયંકર જોખમમાં ઉતરવું પડશે એ મ્હારે સાફ સાફ જણાવી દેવું જોઈએ. પોલિસને એની સંપૂર્ણ માહિતી નથી એ વાત ખરી છે પણ—'

એમ કહીને એણે પોતાના ખીસ્સામાંથી કેટલાક કાગળો કાઢ્યા અને ઉમેર્યું :

'આ યાદી ઉપરથી જણાશે કે છેલ્લાં બે વર્ષમાં તમે છત્રીસ નવયુવાન કુમારિકાઓને બરમા ખાતે રવાના કરી છે, અને બીજા લીસ્ટમાં તમારી તમામે તમામ શાખાઓનાં ઠામઠેકાણાં છે.' એમ કહીને એ કાગળો એણે લવંગિયાના હાથમાં મૂક્યા. 'તમે વાંચી જુઓ. મ્હારી પાસે બીજી નકલ છે. છેલ્લા છ મહિનાની મ્હારી તપાસના પરિણામે એ યાદીઓ તૈયાર થઈ છે.'

લવંગિયાએ એ નામો વાંચવાનો પણ પ્રયત્ન કર્યો નહિ. એણે તો ઉલટો યાદીવાળો કાગળ ખભા ચઢાવીને જયંતના હાથમાં મૂક્યો. જયંતે એ ન લીધો એટલે તે નીચે પડી ગયો.

'મ્હને ઘણીજ નવાઈ લાગે છે મ્હારા સાહેબ!' લવંગિયાએ ઠાવકે મોઢે કહ્યું. 'કે આવી ઢંગધડા વગરની વાત ક્યાંથી લઈ આવ્યા! એવી વાતો સાંભળવાની મ્હને ફરસુદ નથી માટે સાહેબજી–સિધારો—'

'મ્હારા મહેરબાન!' જયંતે લવંગિયાએ કરેલી અપમાનજનક સૂચનાની અવગણના કરતાં મીઠા મધ જેવા શબ્દોમાં

કહ્યું: 'તમે બહાનાં કાઢવાં જવા દઈને તમારા આડતિયાઓને તાર કરી દો, અને એમને એ છોકરીઓને છૂટી કરવા અને પૂરતી સગવડ સાથે પુષ્કળ બદલો આપીને એમનાં માબાપને ત્યાં મોકલી આપવા ફરમાવો. એમાં મઝા છે.'

લવંગિયાએ ખભા ચઢાવ્યા.

'તમારા કહેવાનો માયનો હું સમજી શકતો નથી! તમારી મોં માથા વગરની વાતો સાંભળીને મને લાગેચ કે તમારૂં ભેજું ખસી ગયુંચ. તમને થાણાની દિવાનાશાળામાં મોકલવા જોઈએ. તમે જે કૈં કહ્યું તે ધૂનમાં ને ધૂનમાં જ બોલી ગયા લાગેચ, એટલે તેને વરે હું કૈં ખોટું લગારેશ નહિ.' લવંગિયાએ દમ પર સુમાર ચાલુ રાખતાં ઘંટડી વગાડી પોતાના સિપાઈને બોલાવ્યો.

'મને લાગે છે કે આપનામાં કલ્પનાશક્તિની ખામી છે. એટલે મી. લવંગિયા! તમને સમજાતું નથી કે તમે પારકી પુત્રીઓને જીવતા દોજખમાં નાખીને તમારૂં પાપી પેટ ભરો છો! પારકી પુત્રીઓનાં દુઃખ, એમનાં જીગરની દાય, એમની રોજની હેરાનગતિ અને એમની નર્કયાત્રાની કલ્પના કરવા તમે અશક્ત છો!' જયંતે શાંતિથી સંભળાવ્યું.

લવંગિયાનો સિપાઈ આવી ગયો હતો. તેને જોઈને પોતાનું વધુ અપમાન થતું અટકાવવા જયંત બહાર આવ્યો.

લવંગિયાની હિંમત પણ અજબ હતી.

'તમે એની વાત સાંભળી.' ખટખટેએ ધ્રૂજતા અવાજે કહ્યું. 'અરે ભલા ભગવાન! તમે એને ઓળખતા નથી એટલે આ રીતે જવાબ આપ્યા. એ લોકોને હું બરાબર ઓળખું છું. એ અને એના બે સાથીદાર ડૉ. નટવર તથા પ્રાણશંકર પંડિતજી ત્રણે ભયંકર માણસો છે. મ્હારા એક મિત્રને એમણે સખત નસીયત આપી હતી.'

એમ કહીને ખટખટેએ પોતાના ભાગીદારને એક વાત કહી સંભળાવી. એ સાંભળીને લવંગિયા હસતાં હસતાં બોલ્યો:

'એમ ડરી જઈએ તો મરી જઈએ. એના પીરથી પણ કૈં થાય એમ નથી. એનાથી થાય તે ભલેને એ કરી લે.'

'પણ અક્કલના ઓથમીર!' ખટખટેએ તપી જઈને કહ્યું. 'તું પોલિસને ઓળખતો નથી. એ લોકોને તો પુરાવાની પણ કૈં પડી નથી. આપણને કચડવા હોય તો એમને કં વાર નહિ લાગે.'

'એમ ગભરાઈ જવાની જરૂર નથી.'

એટલામાં લવંગિયાની દીકરી નાજાં આવી લાગી. એ યુવાનીમાં પ્રવેશ કરતી હતી.

'બાવાજી! તમે કાકાજી સાથે કાંય લરોચ!' એણે આવતાં વેંત જ કહ્યું.

'નહિરે ડીકરા! એ તો ધંધાને લગતી વાત છે. એવણનું ભેજુંજ બુઠ્ઠું છે એટલે શું થાય!'

'બાવાજી! હું કેપીટલમાં આજે મઝેની ટૉકી છે તે જોવા જાઉં છું.' નાજાંએ લાડથી કહ્યું. 'મારી બધી બહેનપણીઓ આવવાની છે.'

'ભલે! પણ વખતસર પાછી આવજે.' કહીને લવંગિયાએ રજા આપી.

નાજાં ગઈ અને વાતાવરણમાં મધુર ખુશબો પ્રસરી રહી.

અવારનવાર નાજાં કેપીટલ સિનેમામાં આવતી હતી. છેલ્લા બે એક દિવસ થયાં એને આદરજી નામના આધેડ ઉંમરના ગૃહસ્થની સાથે ઓળખાણ થઈ હતી. આદરજી ઘણાજ મલતાવડા માણસ હતા અને અવારનવાર એ પણ કેપીટલમાં આવતા હતા.

નાજાં પોતાની સરખી ઉમરની સહીમીતિઓ સાથે

સિનેમા જોતી બેઠી હતી એટલામાં ડોરકીપરે એને ખબર આપી કે એક સદ્‌ગૃહસ્થ એને બહાર બોલાવતા હતા.

'મને બોલાવેચ!' કહીને એ બહાર આવી તો એણે આદરજીને જોયા.

'ઓહો! મને ખબર નહિકે તમેબી આજે આવીયાચ !' એણે કહ્યું.

પણ સદાના હસમુખા આદરજી આજે ઘણા ગંભીર હતા.

'મારે તમુને માઠા સમાચાર આપવાના છે, નાજાંમાય!' એણે ઘણીજ ગંભીરતાથી કહ્યું.

'બાવાજીના વરે તો નથીને?'

'એમના માટેનાજ છે. એવણ ઘનીજ ખરાબ હાલતમાં મુકાયા છે.'

એ એકદમ ગભરાઇને બોલી:

'ખરાબ હાલતમાં! ઘણીજ નવાઇની વાત. મને જરા કહો તો ખરા.'

'એ અહીં કહી શકાય એમ નથી, મ્હારી સાથે તમે જરા પોલિસ ચોકી સુધી આવશો?'

એ મોઢું વકાસીને જોઇ રહી.

'પોલિસ ચોકી—'

'હાજી.'

બન્ને જણ બહાર આવ્યાં અને એમને માટેજ ઉભી રહેલી મોટરમાં બેઠાં, મોટર ચાલી.

☆

નાજાંની રાહ જોઇને લવંગિયા આરામખુરશી પર બેઠા હતા. નાજાં આટલી મોડી થશે તેનો એને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો, રાતના અગીઆર વાગવા આવ્યા હતા.

ખટખટે ગોવાનો વતની હતો. જયંતની વાત સાંભળીને

એના હોંજ ગગડી ગયા હતા. એ એકદમ સ્ટીમરમાં ચઢી બેઠો હતો. એણે મુંબાઇને અને પોતાના ધંધાને છેલ્લા રામરામ કરી લીધા હતા. પાછા ફરીને જેલમાં પડ્યા પડ્યા સડવાનો એનો વિચાર ન હતો. જીવ બચાવવાને એ નાસી છૂટ્યો હતો. જીવતા હશું તો સૌ થઇ રહેશે. 'જીવતો નર ભદ્રા પામશે' એ એનું જીવન સુત્ર હતું.

સાડા અગીઆર થયા પણ નાઝં ન આવી એટલે લવંગિયાએ સુઇ જવાની તૈયારી કરવા માંડી. એવામાં કોઇએ એનાં બારણાં જોસથી ખખડાવ્યાં.

'જરા જો તો, કોણ છે એ?' લવંગિયાએ પોતાના નોકરને કહ્યું.

એણે બારણાં ઉઘાડ્યાં કે તરતજ એક પોલિસ ઇન્સ્પેકટર અંદર આવ્યો.

'મી. લવંગિયા તમે પોતેને?' એણે પૂછ્યું.

લવંગિયા આગળ આવ્યો ને કહ્યું: 'મ્હારૂં નામ.'

'તમારે મ્હારી સાથે પોલિસ ચોકી પર આવવું પડશે.' એની રીતભાત જરા અસભ્ય અને કરડી હતી. લવંગિયાને જીવનમાં પહેલી વાર ભયની કંપારી આવી ગઇ.

'પોલિસ ચોકી પર? શા માટે?' એણે પૂછ્યું.

'તે તમે ત્યાં આવશો ત્યારે ખબર પડશે.'

'એ તે કેં ચાલે! હું મ્હારા વકીલને ટેલીફોન કરૂં છું—'

'કેમ જલદી ચાલવું છે કે નહિ?'

ઇન્સ્પેકટરનો અવાજ કઠોર હતો અને એના બોલવામાં ચોખ્ખી ધમકી હતી એટલે લવંગિયા નરમ પડ્યો.

'ભલે બાવા! હું આવું છું પણ તમે ભારે ભૂલ કરતા લાગો છો—'

ઇન્સ્પેકટરે વધુ બોલ્યા ચાલ્યા સિવાય એનો હાથ પકડ્યો

અને બહાર આણ્યો. બહાર એમને માટે મોટર તૈયાર હતી.

એ સાધારણ મોટર ન હતી. એના પડદા બંધ કરેલા હતા અને લવંગિયાએ જોયું તો અંદર બીજા બે માણસો બેઠેલા હતા. ઇન્સ્પેકટર એની બાજુમાં બેઠો અને મોટર ચાલી.

મોટર ક્યાં જતી હતી તેની એને ખબર પડી નહિ. પાંચ મીનીટ થઇ. દસ મીનીટ થઇ ગઇ—પોલિસ ચોકી એથી તો દૂર નજ હોય એમ લવંગિયાને લાગ્યું. એણે એ બાબત સવાલ કર્યો.

'એ બાબતની ચિંતા કરવાની જરૂર નથી.' શાંત અવાજે જવાબ મળ્યો. 'આપણે પોલિસ ચોકી પર જતા જ નથી.'

'ત્યારે મ્હને ક્યાં લઇ જાવ છો!'

'તેની તમને હવે પછી ખબર પડશે.' એજ અવાજે કહ્યું. લગભગ એક કલાક વહી ગયો.

મોટર એક અંધારઘેરા બંગલા આગળ ઉભી રહી. એટલે ઇન્સ્પેકટરે તોછડાઇથી એને ઉતરવાને હુકમ કર્યો. બંગલામાં કોઇ રહેતું હોય એમ લાગતું ન હતું.

તેઓ એને અંદર લઇ ગયા. બંગલાના એક ભાગમાં ભોંયરૂં હતું તેનું બારણું ઉઘાડી એને અંદર ધકેલ્યો.

એક ઝાંખો વીજળીનો દીવો તરતજ કરવામાં આવ્યો, એના પ્રકાશમાં એને જણાયું કે, ભોયરૂં ચારે તરફથી બંધ હતું, અને સીમેન્ટ કોંકરેટથી ચણી લીધેલું હતું. એમાં એને માટે આગળથીજ પથારી કરી રાખી હતી. વચ્ચેના પાર્ટીશનની બીજી બાજુએ કુદરતી હાજતને માટે તથા ન્હાવા ધોવાની સગવડ હતી.

પણ એ બધા કરતાં લવંગિયાને વધારે નવાઇ તો એ લાગી કે એને લઇ આવનાર ઇન્સ્પેકટર બહાર રહ્યો હતો, અને જે બે માણસો એની સાથે આવ્યા હતા તેમનાં બન્નેનાં મોઢાં

પર ઓળખી ન શકાય એટલા માટે બુરખા નાખેલા હતા.

'તારે અહિંયાં રહેવાનું છે, તારા ગુમ થવાથી કોઇને પણ ચિંતા થાય એમ નથી માટે જરા પણ ધાંધલ કર્યા સિવાય—'

'મ્હારી દિકરી–નાજાં–' લવંગિયાએ શોકની લાય મારતાં કહ્યું.

'તારી દીકરી નાજાં? તેં જેમ પારકી દીકરીઓને બરમા મોકલી હતી તેમ તે આદરજી સીંગનપોરીઆ સાથે આવતી કાલે સવારે કોલંબો જવા ઉપડી જશે.'

લવંગિયા એ કહેનારનું મોઢું જોઇ રહ્યો. એના કહેવાનો અર્થ એ સમજ્યો અને એકાએક મૂર્છા ખાઇને પડી ગયો.

સોળ દિવસ પસાર થઇ ગયા. સોળ લાંબા દિવસો, યુગના યુગ જેટલા મોટા દિવસો પસાર થઇ ગયા. એ સમય દરમિયાન લવંગિયા અર્ધો ગાંડા જેવો ચિત્તભ્રમ થઇને ભોયરાંમાં આંટા માર્યા કરતો હતો, એટલે સુધી કે એ થાકનો માર્યો કોઇવાર ફસકાઇ પડતો. રોજ સવારે એક બુરખાધારી આવીને એને નાજાના સમાચાર આપી જતો હતો. નાજાં કોલંબો પહોંચી હતી અને આદરજી એને અનીતિના ધામમાં વેચતો હતો. નકોગારના એક ક્રૂર માણસે મોટી કિંમતે નાજાંને ખરીદી હતી. આ હકીકત કહેવા ઉપરાંત એણે આ ક્રૂર માણસનો ફોટો પણ બતાવ્યો હતો. એ દેખાવેજ ભયંકર માણસ હતો.

'તમે લોકો શયતાનો છો!' લવંગિયા એ સાંભળીને બોલતો અને કોઇ કોઇ વાર તો ન સંભળાય એવી ગાળોનો વર્ષાદ વર્ષાવતો. એક વખત તો એણે પેલા બુરખાધારી પર હુમલો કર્યો પણ તેણે એને તરછોડી નાખ્યો.

'તારે આદરજીનો દોષ કાઢવાની જરૂર નથી' તેણે છેલ્લા સમાચાર સાંભળ્યા પછી લવંગિયા બબડવા ફફડવા લાગ્યો

ત્યારે શાંતિથી કહ્યું: ' એ બિચારો તો પોતાનું પેટ ભરવા માટે એ ધંધો કરે છે. એ તો તારા જેવા બીજા કોઈ સદ્દર બિલ્લુનો એજંટ છે.'

તે પછી બીજા બે દિવસ વહી ગયા.

અરાડ દિવસ એ ભોંયરામાં લવંગિયાને અરાડ યુગ જેવડા લાગ્યા.

અરાડમે દિવસે એકને બદલે ત્રણ બુરખાધારીઓ આવ્યા અને લવંગિયાને સમાચાર આપ્યા કે નાઝ્નંનો અધ:પાત થઈ ચૂકયો હતો. અને એ પારકી પુત્રીઓને લવંગિયાએ જે સ્થિતિમાં મૂકી હતી તેજ સ્થિતિમાં મૂકાઇ ચૂકી હતી.

લવંગિયાએ એ આખી રાત અસહ્ય યાતના ભોગવી. એ અવારનવાર ધ્રૂજી ઉઠતો હતો. પાછલી રાતના ત્રણ વાગે પેલા બુરખાધારીઓ પાછા આવ્યા, અને કંઈ પણ બોલ્યા ચાલ્યા સિવાય એનો હાથ પકડીને ઇંજેકશન આપ્યું. એની આંખે તમ્મર આવ્યાં. એ મૂર્છા ખાઇને પડી ગયો.

જ્યારે એની આંખ ઉઘડી ત્યારે એને લાગ્યું કે પોતે સ્વપ્નું તો નથી જોતો! એ એના પોતાના સુવાના ઓરડામાં જ હતો! રાતના વખતે બુરખાધારીઓ એને ત્યાં મૂકી આવ્યા હતા.

એનો નોકર અંદર આવ્યો અને લવંગિયાને જોતાં જ એના હાથમાંની ચહાની ટ્રે પડી ગઇ. એમાંનાં પ્યાલા રકાબી ને કિટલીનો ખુરદો થઇ ગયો.

'યા પરવરદેગાર!' એના મોઢામાંથી એકાએક અવાજ નીકળી ગયો. 'તમે કયાંથી આવી પહોંચ્યા શેઠ!'

લવંગિયાથી બોલી શકાયું નહિ. તેણે ડોકું હલાવ્યું.

'અમે જાણ્યું કે તમે બરમા ગયા હશો.'

અને પછી મહા મહેનતે ગળું ખંખારતાં લવંગિયા બોલી શકયો.

'નાબ'ની...કૈં...ખબર...'

'નાબ'માય!' પેલાએ નવાઇ પામતાં કહ્યું: 'એવણ તો હજી ઉઠ્યાં નથી. એવણ આવ્યાં ત્યારે તમને ન જોઇને દિલ-ગીર થતાં હતાં, પણ પછી તો તમારો કાગળ આવ્યો એટલે એમને શાંતિ થઇ.'

એ બિચારો લવ'ગિયા તરફ ટીકીટીકીને જોતો હતો. એનો ચ્હેરો એટલો ફરી ગયો હતો કે એનાથી એ રીતે જોયા સિવાય રહી જ ન શકાય!

લવ'ગિયા લથડાતો લથડાતો ઉઠ્યો.

સામેના કબાટના કાચમાં એણે પોતાનું પ્રતિબિંબ જોયું.

તે જોઇને એ ચોંકી ઉઠ્યો.

એના માથાના તથા દાઢીના વાળ રૂની પૂણી જેવા સફેદ થઇ ગયા હતા!

એ ઉઠ્યો. બીજું કૈં પણ કર્યા સિવાય એ પોતાના ટેબલ પાસે ગયો.

એણે તારનાં ફૉર્મની ચોપડી કાઢી અને એક પછી એક તાર લખતો ગયો.

પોતાથી બને એટલી ઝડપે એણે પંદર તાર લખી કાઢ્યા અને નોકરને બોલાવીને કહ્યું. 'આ બધાયે અરજ'ટ તાર હમણાં ને હમણાંજ કરી આવવાના છે.'

તાર લઇને માણસ રવાના થયો.

'આખરે એને પારકાં અને પોતાનાંનો ભેદ સમજાયો.' પંડિતજીએ કહ્યું. એ વખતે લવ'ગિયાએ મોકલેલા તારની અમને ખબર મળી ગઇ હતી.

'જાત અનુભવ એ મોટી ચીજ છે. એની પોતાની દીકરી પર વીતક વીતવાનો એને વિચાર આવ્યો, ત્યારે જ એને પારકી દીકરીઓનો ખ્યાલ આવી શક્યો.' જય'તે ઉમેર્યું.

'આપણે તો એને સુધારવો હતો.' પંડિતજી બોલ્યા.

'બરાબર છે. સાપ મરે નહિ અને લાઠી ભાંગે નહિ.' મ્હેં કહ્યું.

'એજ તો સ્વતંત્ર રીતે કામ કરવાનો ફાયદો છે. પોલિસ આ રીતે વર્તી ન શકે. એની પોતાની ફરજ એ રીતે વર્તતાં એને અટકાવે છે.'

'ચાલો! જે થયું તે ઠીક થયું! લવંગિયાને સારો પાઠ મળ્યો.'

☆ સમાપ્ત ☆

# સાહસ કથાવલિ

સંપાદક

## નાગરદાસ પટેલ

☆

મગજશક્તિના વિકાસને તાલીમ આપે એવી સાહસ, શૌર્ય, ભેદ, બુદ્ધિચાતુર્ય અને ગુન્હાશોધનના અવનવા પરાક્રમોને લગતી પ્રેરણાદાયી વાચન આપતી ગુજરાતની અજોડ ગ્રંથાવલિ

### સૅટ પહેલો

૧ કેપ્ટન મહેતા — ૨ પ્રિયંવદાનું પરાક્રમ
૩ સફેદ ઠગ — ૪ દીવાનજી

### સૅટ બીજો

૫ ખાનદાનનાં ફરજંદ — ૬ સેતાન બુટ્ટી
૭ સોનેરી ટોળી — ૮ ગુન્હેગાર દુનિયા

### સૅટ ત્રીજો

૯ આંગળાંની છાપ — ૧૦ મામાનો વારસો
૧૧ ફાંસીને દોરડે — ૧૨ શનિનો એક્કો

### સૅટ ચોથો

૧૩ આપઘાતનો ભેદ — ૧૪ બેંક પર દરોડો
૧૫ વીલ: વિચિત્ર ને સચિત્ર — ૧૬ જુલમગાર

દરેક પુસ્તકનો ફક્ત સવા રૂપિયો વી. પી. ખર્ચ પાંચ આના
દરેક સૅટના ફક્ત પાંચ રૂપિયા વી. પી. ખર્ચ બાર આના

તમારા બુકસેલર પાસે માગો અથવા લખો:

બાલવિનોદ કાર્યાલય : ૧૪૯ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨

ગુન્હાશોધનનાં અવનવાં પરાક્રમોને લગતી વાર્તાઓ વાંચવાની કુમારજીવનમાં તાલાવેલી જાગે છે અને તે વૃત્તિ જીવનમાં દીર્ઘ કાળ-સુધી કાયમ રહે છે. એ પ્રસંગે જો પ્રેરણાદાયી વાચન મળે તો મગજશક્તિનો સુંદર વિકાસ થાય છે. દરેક વસ્તુ કે વિગત ઝીણવટથી જોવા સમજવાની અને તેનું હાર્દ પામવાની અદ્ભુત શક્તિ એનાથી સાંપડે છે અને જીવન સાફલ્યનો માર્ગ સરળ બને છે.

☆

આ રીતે માનવજીવનનો અનેકવિધ વિકાસ કરી શકે એવી પ્રેરણાદાયી રસિક વાર્તાઓ આપવાની યોજના 'સાહસ કથાવલિ' માં કરવામાં આવી છે.